# નીતિમાળ પ્રબંધ.

અમદાવાદ આર્યોદય પ્રેસ.

# જટિલપ્રાણ પદબંધ.

Then press unto thy breast this pledge of love;
And know, though time may change and years
may roll,
Each floweret gathered in my heart
It consecrates to thine.

Shelley.

મુલ્ય રૂ ૦—૧૨—૦

ફિર શૃંગારી વનતણો, ચંદ્રહૃદયનો જેહ,
ચિત્ર ખરૂં આપે વળી, રસિક કવીતે તેહ.
સ્વભાવ ગુણુ ચિતર્યા જહાં, વિદ્યાને રિત ભાત,
જગલીલા જોરસા તહાં, ઉત્તગ કવિતા જાત.
લાડી લડાઈ લાવિને, ફરિ કવિતા જો હોય,
તો તો સઘળું શોભતૂં, રંગરસે જન જોય.

.કવિ નર્મદાશંકર—કુમુદચંદ પ્રેમપત્રિકા.

## ગીતિ.

તન મન ધનને અરપ્યું હૃદને અરપ્યો હૃદયશું વિશ્રામ,
તો અરપું લો તમને મિત્રહૃદ! આ ગ્રંથ જટિલપ્રાણ.

# પ્રસ્તાવના.

કવિતા એટલે રાગ કાઢી ગવાતી શબ્દરચના એ શુષ્કવ્યાખ્યા ને અનુમોદી ગૃહવ્યવહારની સાધારણ વાણીને પદ્યકળાથી દૂષિત કરતાં કરતાં આ સ્વરૂપ સૂધી પદબંધની હદ આણી છે. ગુજરાતી ભાષામાં કાવ્યશાસ્ત્રના ગ્રંથની ખોડ, અને જૂજ જેવા તેવા હોય તે પણ સંભાળથી વાંચવાનું આલસ્ય એટલે પીંગળ દોષથી મુક્ત તો હોયજ કેમ? પરન્તુ કવિ નર્મદાશંકરનાં કાવ્યમાં મ્હારૂં લક્ષપૂર્વક અવલોકન જોઇ, તથા પુજ્ય નવલરામભાઇની રસભરી ટીકાઓ વાંચવાનો અભ્યાસ તપાસી, મ્હારા મિત્રજનોએ કંઇક ન્યાય બુદ્ધિએ તો કંઇક પક્ષપાતે મ્હારા પદબંધમાં સુઘટતા રસિકતા મધુરતા જોઇ. તાત્પર્ય કે એમના આગ્રહથી આ ગ્રંથ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. આમ કરીને મેં બે લાભપર વિશેષ દ્રષ્ટિ રાખી છે; એકતો એ જે જેને વાસ્તે આ ગ્રંથ પ્રસિદ્ધ થાય છે એમનો પ્યારતો આ બાળગ્રંથે અગાઉથીજ મેળવ્યોછે, અને બીજો એ જે કવિતાના આ સ્વરૂપને વિદ્વાન ટીકાકારો કયા રસ્તામાં દોરી લઇજવા ભલામણ કરે છે તે જાણીલેવું કે હવે પછી સુધારો થઈ શકે.

બાકી જ્યાં એક બાજુએ 'પ્રેમજીવન'નો' કર્ત્તા કવિતાને તત્વજ્ઞાનનો રંગ આપી ગુર્જરપ્રજાને ગૂઢચમત્કારથી પોતાની અપૂર્વતાનો કેફ ચડાવેછે, જ્યાં રા. રા. 'ધ્રુવ' કવિતાને ઉચ્ચગ્રાહી માધુર્ય ભરી રસપૂર્ણા બનાવી સન્હૃદયને અનેક ભાવનાના તરંગથી ભીંજવીદેછે, જ્યાં

નડિયાદવાસી 'બાલ,' કવિતાને રસમસ્ત મદમાતી 'બનાવી વાચક વર્ગને પોતાના કાવ્યજેવા મસ્તાન ઘેલા બનાવે છે, અને જ્યાં 'કુસુમ-માળાનો' કર્ત્તા કવિતાને આનંદનો રંગ આપી પાશ્ચાત્યકાવ્ય દેવીના ઝળહળતા ભૂષણુથી આચ્છાદિત કરી સાક્ષર વર્ગની ચક્ષુને અદ્‌ભૂ-તતામાં ઝંખવીનાંખે છે ત્યાં મ્હારાસમાન અર્ધદગ્ધને માન મેળવ-વાની આશા કદાપિ હોય તોપણુ તે કયે જન્મારે પૂરી પડવાની? હું તો એમ સમજુંછું જે આવા સમયમાં જો વિદ્વાન વર્ગ આ બાળગ્રંથને એમનું શરણુ ખોળતો જોઇ પીઠ થાપડી, ઉત્તેજિત કરેતો કંઈ ન્યૂન નહિ ગણાય.

છ. લ. દવે.



# बालप्रयाण.

પળો પરદેશ ઓ દિલદાર! બાલુડા!
થશે શા હાલ? છું કુગાર બાલુડા! ટેક.
પઠાવંતાં વિદેશે આ ભરાયે ઉર;
થશે રે! કોણ રક્ષાહાર? બાલુડા! પળો. ૧
મધુરૂં રૂપ કુંળું ત્હારૂં ન દેખાતાં;
હવે વ્હેવુંજ નેત્રે વાર! બાલુડા! પળો. ૨
પ્રભુ ન્હેશે સદા સ્હાયે, તું સાચવજે;
અહો જગ સ્વાર્થનો વ્યવહાર! બાલુડા! પળો. ૩
શાણો ન્હેજે, સદા રહેજે કદું કહે તે;
ગુરૂજન કોઇ આણી પ્યાર. બાલુડા! પળો. ૪
વધારી યશ, ઉત્સાહે પઠવજે પ્રેમ;
પ્રતિ દિને તું પત્રદ્વાર· બાલુડા! પળો. ૫
છે બાળો તોય તું સમજુ અને શાણો;
વહે તોયે શું અશ્રુધાર? બાલુડા! પળો. ૬
ન્હદયશું ચાંપું તે આશિષ દે ઉંડી;
થશે ત્હારો સદા જયકાર. બાલુડા? પળો. ૭

---

૧ રા—સુનો ઓ દિલદાર ગુલરૂકસાર જાને મન,—ખાનદાને હાગાન

# જટિલપ્રાણ પદબંધ.

## મંગલાચરણ.

### ગીતિ.

શિવકર શિવદર્શન હો વિજયસુખી ઉમયાગાના સાવે;
જેણે આસન લીધું યોગ ગહેચ્છુ શિવાંકને માથે. ૧

## શિવસ્તવન.

### તોટક.

ગિરિરાજસુતા શરીરાર્ધહરા,
શિરમાં રહિ ગંગ સુનૃત્યવરા;
તદપિ યતિ નામ રહ્યું જગમાં,
નમું તે પ્રભુના પદપંકજમાં. ૧
ભરિ દેહ ચિતારજ, ભૂતપતિ,
શગશીપનિ માળ ગળે લટકી;
જગ મંગલદાયિ અમંગળમાં,
નમું તે પ્રભુના પદપંકજમાં. ૨
ત્રિપુરાસુરથી સુરભીતિ હરી,
રતિના પતિની અયિ ભસ્મ કરી;
ધર્યું કંઠ હલાહલ—એ ગહતા,
નમું તે પ્રભુના પદપંકજમાં. ૩
ભયહારિ તથાપિ સભીતિ રહે,

વિભુથી વિધિ યજ્ઞતણી હજુએ;
ધરિ યાદ પ્રજાપતિ સંકટમાં,
નમું તે પ્રભુના પદપંકજમાં. ૪
જગજીવન, વૃત્તિ કપાલિ અહા!
કર કંઠ ધર્યા વળિ સર્પ મહા,
જગધ્યેય તથાપિ સધ્યાન સદા,
નમું તે પ્રભુના પદપંકજમાં. ૫

## कुमुदीनो चंद.

૧

ઉદધિ થકી ઉપજાવિઓ! ફેંક્યો ગને આકાશગાં
પિતા ઝુરે ઝુરૂં હુંએ—એગાં વિધિ આનંદશો?
શોભત હું ષોડશ અંગથી કાપ્યું ધર્યું શિવ ગસ્તકે,
અગ્નિ બર્યે નેત્રે જળે! એમાં ભલા આનંદશો?
ફેંક્યો ગને છેદ્યો મને, ભ્રમણે ચડાવ્યો વિશ્વને;
એવોય દેખું સૂર્યથી! એવો દયા હિણુ છંદશો?
ફેંક્યો મને તો વિયતી કાંના નર્કના મ્હા ગર્તમાં?
અદૃશ્ય મુજ પ્રિય સાથથી એમાં વચ્ચો પ્રતિબંધ શો?
ચીરા કરી અણુઅલ્પ, ભૂનભયોગ ઓળંગાવિદે:
દેખાવું ના ન દઝાડવાં, નિર્દય થયો કૃતિમંદ શો?
કૃતિમંદ હો; વૃત્તિમંદ હો; ગણુના નએ અમ ચિત્તને.
હું પ્રેગ વિરાગે ગહા ગસ્તાન, તો મનભંગ શો?

પણ વાયુ લહરી સાથ રમતી, નાચતી અતિ હર્ષથી,
કંઠે નમેલ કુમુદીતો શશિને હવે મન ભંગ શો?
ઘેલી કુમુદિ! કોણ હુંતું? મુજ દુખે દુખી શું બને?
હું તુજ, તું મુજ, વિધિયોગે, એ ફર્યો તો બંધ શો?

૨

છોડે કુમુદી બંધ તો આ જીવ કયાં ઠરે?
સુધા ઠરી પરી, વીખને મન મૂર્ખ કાં ગ્રહે!
છોડે કુમુદી બંધતો આ જીવ કયાં ઠરે?
હહા! તાતના વિલાપથી દીલ દાઝતું રહે,
વિના કુમુદીગાન આશ્રુતિશોક કો હરે? છોડે.
રચ્યાં ન સ્પર્ષભેટસુખ વિધિ ક્રૂરનો!
જતાં કટાક્ષ એક, નેત્રપ્રેમ કયાં સરે? છોડે.
જે બંધથી સજીવ દેહ, તેજ વીખરે,
દુખાબ્ધિમાં ડુબેલ જીવ શા થકી તરે? છોડે.
વસ્યો કુમુદીચિત્ત તોય કષ્ટ જીવવું?
તજે કુમુદી! દુઃખી દીલ કયાં જઇ રડે? છોડે.
હા! હું મૂર્ખા હા! હું હણાયો, હા! હું હણાણી આ કર્યે;
પેખું કુમુદીદૈન્ય, તો અધિ દુઃખ શું દીસે? છોડે.
રગે રગે વિષવ્યાપ્ત હો, પ્રતિરોમ અગ્નિ હો;
પણ દૈન્ય એ મુજ દુઃખથી! છો બંધ વીખરે— છોડે.

૩

છોડીદે છોડીદે જીગરથી કહું છું છોડીદે,

પ્રેમી! પરતંત્ર હુંછું, આશ મ્હારી છોડીદે. છોડીદે.
કુંળી પ્રેમી કુમુદિ! કાં તપે વૃતે વૃથા,
હું વાદળીએ ગ્રહાયો ચંદ્ર આશ છોડીદે. છોડીદે.
ફીકો પીળો મુઝાઉં, ધિક્ક હા! પરાધીની,
ઘેલી! હું અશરણ્યનું શું શર્ણ? મોહ છોડીદે. છોડીદે.
લીલી સાડી સજી કૂદે રમે સખી સહુ,
મ્હારે મોહે ચઢી તું રોય! ભુંડી! છોડીદે. છોડીદે.
નમેલ કંઠ, વ્યગ્રચિત્ત, અશ્રુ આંખમાં,
જોઉં પણ લોહી શકું નાંહિ! પ્યારિ! છોડીદ. છોડીદે.
અતિ ઊંડો આ રૂઝે કેમ ધા વિયોગનો?
ઝુરી મર ત્યાં તું, જ્યાં હું, હાય! એવું છોડીદે. છોડીદે.
કુંળી કરમાઇ, જીગરપ્રેમ પ્રેમી! ના તજ્યો,
તજીદે, તજીને જીવ ક્યાંઇ બીજે જોડીદે. છોડીદે.

૪

દુઃખ ના વસે આ દીલ દુઃખ ના વસે,
કુમુદી સુખિણી થશે–દીલ દુઃખના વસે. દુઃખ.
એ પ્રિયા ગુણગાન ધુની લાગી આ શિરે,
ધુનીમાં મસ્તાન હું, દુઃખગમ્યતા શીછે? દુઃખ.
નાખતી સુકટાક્ષ દેતી ઓષ્ઠ ચુમ્બને,
બુઝી પ્રગટે ઘડી ઘડી, વિરહવ્યથા શીછે? દુઃખ.
ચુમ્બવા આલિંગવા ઝુરૂં ક્ષણે ક્ષણે,

કુમુદી અરથે ગઈ આનદહાની શે? દુઃખ.
એ પ્રિયાથી દુઃખ પણ પ્રાણાધિ પ્રિય છે,
સુખિણી દેખી ન કાં આનંદ આ વધે? દુઃખ.
પ્રણમું યાચું પ્રિયે! આ બંધ છોડીદે,
(પણ] પ્રેમની દ્રઢગ્રંથીગુંથ્યો કેમ છૂટશે? દુઃખ.
જન્મો પરણી પિતા પ્રિયાને દુઃખમાં ધર્યા,
ક્રૂરહતભાગી થકી શું અન્ય રે! બને? દુઃખ.
પ્રેમની પૂરી પ્રતીતિ દુઃખ આ લવે,
ઈન્દુવિણ કુમુદી કુમુદીવિના ન ઇન્દુ -હે. દુઃખ.

૫

છોડી છોડાય નહી, એ ન જોડી જોડાય ક્યાંઈ,
કુમુદેચંદ, ચંદે આ કુમુદી જોડી તે. છોડી.
ઝુર્યો, ઝુરીશ, ઝુરૂં ને સહું, સહીશ દુઃખો;
વિયોગે ભસ્મ તોએ ચિત્ત ચોંટી ન્હોડીને. છોડી.
અરે! ઓ! મુર્ખ ઘેલા ભૃંગ! શું ગુંજેછ આંહી?
ગણે નહિ પ્રેમ, પ્રેમે સાથ મ્હારી હોડી તે. છોડી.
પ્રયત્નો વ્યર્થ વ્યર્થ, શાન્ત થા ચકોરી તું;
તું અચ આંખ નહિ આ, એ કુમુદે કહોડી છે. છોડી.
ગહી આકાશ ક્યાં? હું ક્યાં? અને કુમુદી ક્યાં;
નિસર્ગે પ્રેમગ્રંથી, કેમ છૂટે છોડી તે? છોડી.
ગરૂં, કે દગ્ધ થાઊં, કે વિકીર્ણ ભસ્મ -હે;

કણો એ ખોળશે કુમુદીસ્હોડ દોડીને. છોડી.
ઘડી એક છોડ પ્રિયાને નિહાળું આંખ ઠારૂં;
પછી દગજે તું વાદળિ! રે ઘડીતો છોડીદે. છોડી.

૬

ઘેલી હો ઘેલી વાદળિ! અહિત આ અહિતરે!
અહિત આ અહિતરે! અનિષ્ઠ આ શું આદરે?
ન પ્રેમ નેમ દિવ્ય તે આચાર આ થકી ડરે. ઘેલી.
એક પ્રેમથી જડેલ, એક તત્વમાં ઘડેલ;
એક જીવ થઈ રહેલ, જીવ કયાંઇ કયાં જશે? ઘેલી.
દબાવ હુંને, દબાવ તું, દબાવ સ્હસ્ત્રધા હજુ;
પરન્તુ પ્રાણપ્યારીને શું વારિઓઘથી ભરે? ઘેલી.
ડુબી જશે, મરી જશે, તણાઈ એ જળે જશે;
એ જીવમાં વસેલ જીવ, બાપડાનું શું થશે? ઘેલી.
શું થશે! મરી જશેઃ વિવર્ણ દેહ આ થશે;
ફરી કુમુદી જીવતાં દ્રગામૃતે જીવાડશે. ઘેલી.

૭

દીલભર દીલ લાગ્યા વિના ખેંચ્યા થકી કહે શું બને?
દીલબેદીલી થયે પછી રોવુંજ પસ્તાવું અને. દીલ.
તું અનિલાધાર, ત્હારે પ્રેમ સાથે શી પડી!
પ્રેમ ને પરતંત્રતાને બે ઘડીએ ના બને. દીલ.
ભૂમીથી નભમાં ચ્હડી, ગિરિશૃંગશૃંગે આખડી;

અનેકશું અપવિત્ર થઇ એ ભમાવશે શું ચંદને !! દીલ.
કયાં કુમુદી સુગુણ શ્રેષ્ઠા? કયાં પતિતા વાદળી?
બુદ્ધી હીણુજ વાદળી ને કુમુદી સરખાં ગણે. દીલ.
ચંદ તે કુમુદી તણો, નહીં વાદળી ભણી તે વળે;
શીતથા કે ચંડથા ઘેલિ! ઘેલછા તજી શાન્ત હે દીલ.

૮

## હરિણી.

વિધિ બદલતાં ક્રુરાત્માએ પ્રિયે! હણશે તને—
મુજ હૃદયના દીલાસાને પછી મુજ શી વલે?
ગદગદિત આ આળું કાપ્યું સહ્યું ન જશે કયમે.
કુગર્દી દીલનો ગંધગ્રાહી વહે નહિ વાયુ ઓ!!
હૃદય! પ્રણમી લે પ્રિયાને, સુભાગ્ય તહારૂં છે
અકથ દુખના બંધે બાંધ્યો શુ દેહ કરી શકે?
ઉચકિ મુખને કાઢી નાખ્યું પ્રિયામુખ ચુમ્બને!
શરણ પડતું આજે નહિએ જળે પ્રતિબિમ્બતે!!
અરથિ ભ્રમરો આવે પાસે ચટું પટુ ગુંઝતા,
વિહગપતિ હંસો તે આવે ઘડી ઘડિ નાચતા;
તજિ સરવને ગ્રીવા ધારી અભિગમ માહરી
મુજ કરમના પાપી પુંજે જશે પ્રિય તું મરી !!
વિહગપતિ! ઓ! હંસો! ઓ! ને ચકોરિ! સહુ મળી,
મુજ શરીરને ભક્ષી જાઓ ખણી ખણિ કોતરી.

નિરદયપરે આ શી દ્રષ્ટિ દયાભર કુંગળી;
ન તમ નહિ જે પોતાનું એ સુકાર્ય શકયું કરી?
અસહ્ય વચનો પ્રેર્યાં આવાં જડાંગોની જીભને,
અવયવ સહ ફેંકયાં ક્રોધે ક્ષયાગ્નિ વિષે બળે,
અહહ! અરપ્યાં સંબંધી સૌ મહા વિષ જાળમાં;
ધિક! -હૃદયરે! ફાટયું કાં ના વિભાગ હજારમાં?
વિકળ વિલપે શું? પ્રેમાંગી પ્રિયા સમજે સહુ;
વિકળ વિલપે શું? પ્રેમાંશી! પડયું ભર મોહશું?
વિરમ, નયને આંસુ ચાલ્યાં, વળી અવધિ હવે;
શશી કુમુદીને એવું ભાગ્યે, ન એ વિલપે ટળે,

૯

## હિણ્ડી.

બની ઠની પ્રકાસિ વાદળી વિલાસી,
મોહ મૂઢ પ્રેમ શું શકે તકાસી?
સુભગ વિયતમાં વસાવી શ્યામતાશી?
શકે કૃષ્ણમૂર્તિ ક્રોધમાં વિકાસી;
વિયતમાં વિહાર વીજળી કરેછે,
ગભીર ગર્જના મૃદંગસૂર દેછે;
મયૂર મુખથી સુગાન ઉચ્ચરે છે,
સુનૃત્યકાર કોઇ શું ખમા ખડી છે;
ધસી ધસી શશીશું ગાઢભેટ દેછે?

ઘડી ઘડી વળી સુ ચુમ્બનો કરેછે;
પિયુષ પાત્ર પ્રેમ ખેંચવા ધરેછે,
ન તદપિ ચંદ્ર વિકૃતિ ભણી વળે છે;
અદ્રશ્ય થઇ ગયો શશી સખિન્નતાએ,
અશુચિથી ડરી શુચિ નિસર્ગતા એ;
કર્યો પ્રણામ છેલ્લી વારનો પ્રિયાને,
અસહ્ય વિપત્તિ વિયોગ પ્રેમીજાને.
ધરશી ખીન્નતાઇ વાદળી કુમુદી શિરે,
ડુબી, ગરી, તણાઇ વારિઓઘથીએ,
થયો ગતાયુ શશી તત્ક્ષણે પવિત્ર,
પ્રેમી પ્રેમ રીતિ ગતિ સૌ વિચિત્ર.

૧૦

વિરમી વિરમી વાદળી નિરન્તર પ્રયાસે,
દ્રડીભૂત પ્રેમ ડગગગ્યો ન મોહપાસે. વિરમી.
શમી ગભીર ગર્જના, શમ્યો તડિદ્ વિલાસે;
શમ્યું મયૂર ગાન, ડગે જેથી સ્ત્રી ગુમાને. વિરમી.
પર્યો અનિલ, વાદળી વિખેરી ચોદિશાએ;
સ્ફુરી કુમુદી, જન્મીજે શશીશું ભોગ ચાહે. વિરગી.
પ્રસન્ન નભ,નદી; સરો, પ્રસન્ન પુષ્પ વાએ;
પ્રસન્ન મૃગ મૃગી રમે, ગુહા તજી સદાએ, વિરગી.
કુમુદી ગર્ણથી વિવર્ણ, શણરૂપે નિશાએ;

પ્રકાશ તો સશી ધનાંકમાં કદા કદા તે, વિરમી.
કુમુદી નયન અમૃતે સજીવ પૂર્ણનાએ;
કુમુદી શશી બેઉએ વિલાસશે મઝાએ. વિરમી.

૧૧

પદ.

પદ્મદંડ ગજરાજ પ્રિયાને, પ્રિયા ગજને દે સુગંધિ;
બારિની સુંઢ ભરી ભરી, સ્વાદ મધુર પવિત્ર. પ્રેમનો સ્વાદ.
ચક્રવાક પતિ પત્નિ રડાવે નિશિ સમયે નદી તટ એ;
નિરખતું એક હારે હરિ પાન વિષમ વિણ પૂર્ણ. પ્રેમનું પાન.
પ્રાણ તજે શશી કુમુદી મરણથી, અકલ અગલ અચલીત;
પ્રેમનો વ્હેજ સરી સરિ! અદ્ભૂત કેફ અનૂપ. પ્રેમનો અદ્ભૂત.
પ્રિય પતિને ફરી જન્મ થતામાં એજ જીવાડે કુમુદી,
આગીએ વિણ નહીં નહીં ભોગ વિચિત્ર પવિત્ર. પ્રેમનો ભોગ.

## प्रियास्मरण.

### વસંત તિલિકા.

જેના મુખેન્દુપર લોભિત હું ચકોર,
જેના સુનેત્રકમલાશ્રિત હું વ્હીરેફ;
જેના સુધાધર પરે મુજ જીવ સારૂં,
તે પ્યારી કેમ કરિને પલકે વિસારૂં? ૧
જેના ગુલાબ સુરખી ભર લાલ ગાલ,
જેને સુકોમલભ્રોથી ગણું હું મૃણાલ;

જે સાથ હંસસમ નેહ સદૈવ ધારૂં,
તે પ્યારી કેમ કરિને પલકે વિસારૂં ! ૨
જેની ઊંડી જીવન સાથે સદૈવ મ્હારૂં,
જેના વિલાસપર કોટિક કર્મ વારૂં:
જેના થવા ખુશરલક્ષ્યજ હેત મ્હારૂં,
તે પ્યારી કેમ કરિને પલકે વિસારૂં ? ૩
મૃગી સમાન નિરખે શિ વિચિત્ર ઘેલી,
વેલી ફળે લચતિ તેમ સ્તને નમેલી;
શાન્તા ચકીત પ્રમદા સુખદાયી ચારૂં,
તે પ્યારી કેમ કરિને પલકે વિસારૂં ? ૪
હાથી પ્રમત્ત સમ જે ગતિએ કરીને,
પ્રત્યેક ન્યાસથકિ મોહ પ્રસારતી -હે;
જે કોકિલા સ્વરથિ ચોરતિ ચિત્ત મ્હારૂં,
તે પ્યારી કેમ કરિને પલકે વિસારૂં ? ૫
જેનું કૃષોદર તથા કટિ ક્ષામ દેખી,
સેવે અરણ્ય સિંહ સૌ શરમીંદગીથી;
જંઘા શિ કાન્તિમય કેળ શું આ વીચારૂં,
તે પ્યારી કેમ કરિને પલકે વિસારૂં ? ૬
જો કે નિહાળું ઠરિ આંખથિ રાત્રિ દિન,
પામું ન તૃપ્તિ દીલથી તદપિ કદી ન;
તેનો વિયોગ ક્ષત કેમ કરી સમારૂં!

તે પ્યારી કેમ કરિને પલકે વિસારૂં ! ૭
જેની વિહારગત ભાવ ભરેલ વાણી,
કંડાં સુખાળ ઘનનાં જળ બિન્દુ જાણી;
પાનાર્થ ચાતક ઉંચું મુખ હું પ્રસારૂં,
તે પ્યારી કેમ કરિને પલકે વિસારૂં ! ૮
ઘેલી ઘડીક ઘડિ શાણી ઘડીક મુગ્ધા,
વાચાળ શાન્ત ઘડિમાં ઘડિમાં વિદગ્ધા;
ધારે અનૂપ બહુ રૂપ વિચિત્ર, વારૂ,
તે પ્યારી કેમ કરિને પલકે વિસારૂં ! ૯
મીઠાં વિનોદભાર નર્મ રસાળ વાક્ય,
શાં પ્રેમ પ્રેમીસહ માહરૂં શું સુભાગ્ય?
ચિચારૂં ગાઉં બલિહારી, દિનો ગુજારૂં,
તે પ્યારી કેમ કરિને પલકે વિસારૂં? ૧૦
ક્યારેક માન ધરિ માનિની જો રિસાવી,
પાયે પડેલ પ્રણયી પછિથી મનાવી;
પીતો હું પ્રેમપય કષ્ટવિદારનારૂં,
તે પ્યારી કેમ કરિને પલકે વિસારૂં ? ૧૧
શા ચુમ્બનાદિ ઉપચાર વિધિ વિધિના,
કીધા ત્રિધા ચતુરધા શતધા અધીરા?
રે મેં રિઝાવ્યું દીલ જેથિ સદાય મ્હારૂં।
તે પ્યારી કેમ કરિને પલકે વિસારૂં? ૧૨

ભોગપ્રશાન્ત ઢીલી ગાલ નમાવિ સ્કન્ધે,
આરામ લેતી કુંળી ચાંદનીને નિહાળે;
એ ભોજ્યભોગ હીણુ આ તન છે અકારૂં,
તે પ્યારી કેમ કરિને પલકે વિસારૂં? ૧૩

નીદ્રા ભર્યું હસતું મુખડું ચંદ્ર ખીલ્યું,
સંભાળ રાખિ ત્વરતા તજિ ચુમ્બતો હું;
આનંદ મોહભર ચિત્ત રંગાડનારૂં,
તે પ્યારી કેમ કરિને પલકે વિસારૂં ? ૧૪

જોયાં નદી, સર, અને વન, કુંઝ, વૃક્ષ,
જોઈ ખિલી કુદરતી ખુબીઓ સમસ્ત;
કોઈ ન કામિની સમું ચિત ચોરનારૂં,
તે પ્યારી કેમ કરિને પલકે વિસારૂં ? ૧૫

ઘેલો ગણાઉં જગમાં તદપિ શું તેથી?
ઘેલો છું હા ચિતડું પ્યારી વિષે ગયેથી.
દાખીશ લાગતું ભલે જગ કર્ણ ખારૂં,
હા! પ્યારી કેમ કરિને પલકે વિસારૂં ? ૧૬

## प्रियाविरह.

### વસંત તિલિકા.

દૈવે પરાઙ્મુખ થઈ સુખ માનતું-હે,
ને બન્ધુ રત્ન સ્વર્ગપ્રતિ સંચર્યું છે;
કોને નિવેદન કરૂં દુખિ આ અવસ્થા ?

ને કોણ આધિ મધુરાં વચને શમાવે ! ૧
આવંતિ હાસ્યસહ જે વિનયે હુંપાસે,
નેત્રાવલોક સ્મરના સચિવો સહીત;
તે આજ મંજુ રચના વચનોથિ બાલે !
કહે કેમ લેશ પણ શાન્તિ પમાડ નાંહિ ! ૨
સર્વે ગયાં વિષય વિસ્મૃતિગર્તે માંહે,
વિદ્યા થઈ વિમુખ પ્રાપ્ત શ્રમે કરી તે;
એ એકલી હ્રુદયથી અધિદેવતાશું,
જાતી નથી હરિણબાળકનેત્રવાળી. ૩
નિર્વાણ મંગળપદે જઇને દયાળુ !
છોડી દયા પણ ત્વરાથિ ગમ્યું તને એ !
કે ભામિનિ ! મુજ ગમે નવ પ્રેર એકે,
નીલારવિન્દમદભંજક તે કટાક્ષો. ૪
ધારી પદસ્ખલન ભીતિ થકી વિવાહે,
મ્હારો સુબાહુ, ગ્રહિતી તહિં બાજડે જે;
તે આજ સ્વર્ગે ગઇ શું તજિને મનેરે !
ચીરાય છે હ્રુદય આ શતધા હવેનો. ૫
નિર્દૂષણા, ગુણવતી, રસભાવપૂર્ણા,
સાલંકૃતિ, શ્રવણમંગળવર્ણરાજિ;
રામા મનોહર મહારી સુકાવ્ય જેવી,
તે થાય કેમ હ્રુદયે વસિ તે વસી ના ! ૬

જ્યાંથી પ્રિયે! અહિં થકી જતિ તું રહીછું,
ત્યાંથી સમી સકળ ચિન્ત સરોરુહોની;
ત્યાંથી ધરી અસમ કાન્તિ જ ઇન્દુબિમ્બે,
ને ઊછળે કલકલાટજ કોકિલાનો. ૭
આપી કંઇક દિન ભોગ મહેન્દ્ર જેવા,
વિદ્યુદ્વિલાસ સમ આમ ત્વરા કરીને;
ચાલી ગઈ, તજિ મને હતભાગિઆને,
મન્ત્રીહીણા નૃપતિને જયમ રાજ્યલક્ષ્મી. ૮
કોઇક મુજ વિલસિતથિ કોપ કેરે,
શું તું થઇ વશ? અરે કરભોરૂ શામા!
કે આમ છોડિ સહસા ગઇ સ્વર્ગ માંહે;
જે ઠામ મુક્તરમણીનું, પતિવ્રતા તું. ૯
અમૃતસાર સરખા તુજ તે વિલાસો,
કાવ્યાત્મ હોઇ મનમાં રમિ જે રહેતા;
તે વિણુ કેમ બનશે રમણીયશીલે!
રૂપાળી ચિત્તહર માહરી કહે કવિતા! ૧૦
રાકા વડે વિભવ લક્ષ્મીતણા હવે તે,
ત્હારો થતાં લય, અરે પ્રિય કાતરાક્ષિ!
જેનો પ્રકાશ ગણતા કવિઓ અસાર,
ત્હારા મધુર સ્મિતશોભિમુચાંદ આગે. ૧૧
મંદસ્મિતામૃત તણો અભિષેક ધારી,

ખીલેલ નેત્રકમળે કરતી પુજા જે;
તે નિત્ય મંગળમયી ગૃહદેવતા ને,
કામેશ્વરી હૃદયથી દયિતા ન જાય. ૧૨
આ લોકમાં "રમણી નાથ!" કહી રહડાવ્યો,
આકાશમાં, પ્રિય મનોહર વાણી બોલી,
સ્વર્ગે જઈ ધરણી ધૂલિ વિષે હવે કાં,
મૃગાક્ષિ! નિર્દય થઈ મુજને પછાડે!! ૧૩
લાવણ્ય ઉજ્વલ, અનૂપમ શીલતા ને,
વાણી વિલક્ષ વિનયો વળિ સાર્થનીતિ,
સૌ ગુણને કરિ અશર્ણ, તજી મને એ,
હા! હન્ત! સુંદરિ! ગઈ ક્યમ સ્વર્ગમાં તું? ૧૪
સોબાથિ સારિ ઘુતિએ પરશુદ્ધિએથી,
જાણી તિરસ્કરતિ આત્મ તણી શિખાને;
બાળી ધરી અતિશ કોપ શું અગ્નિ દેવે?
ધારી મનોહર છતા ન દયા અરેરે!! ૧૫
કર્પૂરવાટવત લોચનતાપહારી,
ખીલેલ પદ્મસમ આગલસુખહેતુ;
ચાતુર્યપૂર્ણ કવિતાસમ ચિત્ત રમ્યા.
નમ્યા હતિ સ્ત્રિ સહુમાં જયમ હોય દેવી. ૧૬
સ્વપ્નેમ ધારિ અભિલાષ ન ભાગિનિ તેં,
કો અન્ય પુરૂષપરે ક્યમ આજ ત્યારે;

ચાલી ગઈ શરણ ધાર્યું પ્રિયે! અરે! ત,
તે નિત્ય નિર્ગુણ મહા-પરબ્રહ્મ સાથે! ૧૭
એ રીતિ, વાણી અમીને વરસાવનારી,
આકાર કારીગર ઉત્તમનેય ધન્ય,
એ કૃત્ય તુજ અમીનાં રસપૂર્ણ એવાં
એનાં વખાણ કરતાં રસ કેમ નાવે? ૧૮

જગન્નાથ—કરૂણ વિલાસ

## मृतप्रियानो प्रियतम.

ગરબી.

આ હું પૂરૂં દીવામાં તેલ, પરન્તુ શું ને થકી?
એ કઈં ચાલશે? નહીંજ નહીં—જાગીશ હું ત્યાં સુધી.
ભર્યાં ઘેન મીંચાએ લોચન પરન્તુ ન નીંદ્રથી;
આહા! અપ્રતિહત ને સદૈવની ચિન્તા ગ્રસિત શી?
મ્હારે હૃદય વસ્યો છે સેતાન; મીંચું આંખ નિરખવાં;
શાને જીવું, રહું ધારી વદન, વૃત્તિ, શ્વાસ જનનાં?
કહેછે જ્ઞાન ને મનન એ એક, ચિન્તા તુંએ મનન છે,
દેજે કંઈક ત્યારે મને જ્ઞાન વસે જે ડાહ્યા વિષે.
ભૂલ્યો, જ્ઞાનનું શું છે કામ? જ્ઞાની રડતા રહે;
એને રહેવું ઘડીએ ગમે ન ફના જગના વિષે.
ઢુંઢી ઢુંઢી વળ્યો સહુ તત્ત્વ, પરોવ્યું દીલ કુદરતે,
કર્યું સ્નાન વળી શાન્તિ અર્થ અદ્‌ભુત ઝરણાં વિષે.

જે કંઇ જ્ઞાન જગતનું કહેવાય તેથી ન અજ્ઞાત હું,
ધારૂં તો નચવું એ સર્વે, પરન્તુ શા અર્થનું ?
ભીખ્યાં દીઠાં સુખો જન માંહે, મળે હજુ માગું તો,
હવે સુખનું શું મ્હારે કામ ? મળો એ કે ના મળો.
માર્યા જીત્યા મેં શત્રુ અનેક, હજૂ શક્તિમાન છું
સુખ દુઃખ કે શક્તિ અશક્તિનું મ્હારે કામ શું !
એ સૌ સૈકત રાશિમાં મેઘ બિન્દુસમ આ દીસે
પેલી પળથી, જેનામ સંભારતાં આ દીલ કમકમે.
ન મળે કશી ભીતિ, ન શાપથી એ દીલ આ ડરે,
ન મળે કંઇ આશ, ન ઇચ્છા, ન પ્રેમ કશા વિષે.
ચમકાવતાં શુકન અનેકમાં ભ્રમણ કર્યું, હવે
કર્તવ્ય તપાસ તું જીવ, બીજાનું શું કામ છે ?

## દ્રુત વિલમ્બિત વૃત્ત.

હું યદિ મન્ત્રિત સત્વ ગયાં તજી, ભ્રમથિ સાધિત મન્ત્ર હસે મને,
રિબિ રિબિ દુખ દેઇ પ્રયુક્ત એ, સહુ ઉપાય, ફર્યાં વિધિ આ સમે. ૧
અફળ વાર, વૃથા વિશ્વાસ શો ? ગતસમાનું ન જ્ઞાન સુસત્વને;
નમપરાભૂત થાય ન આ વિની, ભવિ જાણવું તેયદિ અર્થ શો? ૨
જનનીપૃથ્વી, તમે શિશુ સૂર્યનાં મયુખ, ઓ! ગિરિ શું સહુ ધારી-હો ?
સુભમના સહુ વ્યર્થ તમારિ એ. નિરખિને ન ઠરે મુજ લોચનો. ૩
નિશિસુનેત્ર શશિ! જન મોહના! તુજ પ્રકાશ વૃથા દુખિ આ દીસે,
ઠરિ સુધા પણ ઊષ્ણ અભાગી હું, અહહ! શો વિપરીત વિયોગ તે ? ૪

સ્થિત શૃંગાન્ત થઈ નિરખું નિચે, પ્રબળ વ્હેન તીરે તરૂ છોડશાં;
અટકું કાં કરતાં વિરામ ત્યાં શયનમાં ગિરિના ખડકો ઉરે! ૫
કૂદું કદી હીલું કે લઉં શ્વાસ વા, સુખથી એ સુખદા સ્થિતિ પામું હું;
ટગટગે મનડું, પડું તોયના; કંઇક દુઃખ વસે ખરું તોયના. ૬
જાગતું ચિત્ત,—દડીભુત ચર્ણનો, કંઇક આ ઉરનું પડવા ન દે;
'જીવ તું જીવ તું'—હે સગજાર તું, જીવતું વ્યર્થ શું સુખ ડુબી જતે! ૭
જીવતું ધારિ ઉદાસીન આતમા. જીવિ ડુબાનું શું જીવ તમાધમાં,
રૂચતું એક ન કાર્ય કરેલ મેં, અવધિ હા! અવધિવળિ પાપની. ૮

બાયરન—મેન્ફ્રેડ.

## मृतप्रियाना प्रियतमने.

### ગઝલ.

તણુાયો શોક ઊછાળે, ચીરાશે કો કરાડાએ.
આપીડિને પીડા નાંખી, રસીલાની રસીલી ગઈ.
અમી પાતાંજ વિણ પાઇ, હણ્યો હા! પ્રેમ પાપીએ. તણુાયો.
પડ્યો જે પ્રેમને પાય, રસે બાંધ્યો મરી જાય,
ધૂર્યા રસ પ્રેમ બન્ને એ, તૃષાએ ચિતડું સારે. તણુાયો.
અરેરે! કો ન અત્યારે, ઝીલે આંસુ પ્રતિસારે,
મળે ભૂમી કઠણ સૂની, ગગનના ગોળ દૂર નાસે. તણુાયો.
અદેખો વાયુ સુસ્વાટે હરે આશ્વાસ, કો આપે;
રહે વારિધ અટ્ટહાસે ઉઘાડે દીલ કે ઠારે ? તણુાયો.

ન લે ગન કોઇ એ ત્હારી, સહુ સ્વચ્છંદ આચારી,
કહું લાગે, પરન્તુ એ, વિધિ છાનો રહ્યો લાજે. તણાયો.
નહીં શકિત ગયેલી દઉં, નહીં શકિત પડેલી વહું,
વહી તોએ ન તુજ ઓછી, વૃથા ન્હે જીવ નિશ્વાસે. તણાયો.
રહે દાબ્યું ન, બહુ દાબ્યું; શમે જો આગ ઊથાપ્યું;
અરેરે! પ્રેમનું પાનું વિયગ વિષથી ભર્યું ભાસે !! તણાયો.
ન સૂઝે ચિત્ત શે રીઝે, ન્હદય માંહે ન્હદય સીઝે,
ન્હદય રસ આ હવે પીજે, જીવન હેતુ બને જો એ. તણાયો.

# शशी अने निशानो विलास.

ઇશ્ક જાગ યાગિની ચ્હડાવી, કેફ ગરત ગસ મ્હાલે।
વિધ વિધ કોગળ વનસ્પતિ સૌ, સુંદર સેજ બીછાવે,
વાયુ કંપિત તરૂવરે શાખા પુષ્પવાસ વરસાવે. ઇશ્ક.
ગધુર રસીલું બુલબુલ ગાવે, ગિરિપર ઘોઘ બજાવે,
કુદરત ખીલી તું પણ ખીલી રગણાગગનથી આવે. ઇશ્ક.
વિરહે પીળો પણ રંગીલો ઇન્દુ તુંગગ આવે,
એ દેખી ઊમંગી રંગી કાન્તિ કીર્ણું પ્રસરાવે. ઇશ્ક.
પેલોરે! પ્રેમાળ ચદા મોહી તુજ રસગય ભાવે,
આલંબે કર દે આલિંગન મુખ પ્રફુલ્લ ગલકાવે. ઇશ્ક.
અંધરામૃત ચાખે ત્હારૂં એ, ધીરહીણ ત્વરતાએ;
પ્રેમ પાન કરતાં જો કંઇ કંઇ, ઓષધિપર છલકાવે. ઇશ્ક.

પ્રિય પ્રિયા પ્રેમાલ શૃંગારી રસભસ પ્રેમ નચાવે:
પ્રેમદોર પર નાચું નટ થઈ રે એ દિન ક્યમ નાવે? ઈશ્ક.

## મુગ્ધાનો પતિ.

### ( શિખરિણી છંદ. )

ઝરાઓ સૂએ છે સરિ સરિ નદીની સહુ સદા,
નદીઓ ઝૂકે સાગરશું સુખ આનંદ રતિમાં;
લપેટી અંગાંગે અનિલ વિચરે ગાયનધ્વનિ,
ન શાને ત્યારે હું રમું તુજશું પ્રીતિભર રતિ? ૧
કરી ઊંચી ગ્રીવા ગિરિ નિરખિ ન્હે વ્યોમસખિને,
પણે ન્હો ન્હો ઈન્દુ ઉદધિ હૃદયે પેસિ વિલસે,
ન ગાદાહીણો કો નર રહિ શકે, દૈવગતિ શી?
કુસુમોના તન્તુ પણ વળગિ ન્હે એકપરથી. ૨
સખી વ્યોમે સોંપ્યું સકળ ઉર સ્વામી ગિરિકને,
કટાક્ષો ફેંકીને ઉદધિ સખી મોહે શશી ભરે;
સમો આવે ત્યારે ખુલ્લિ કમળ ભૃંગે રતિ ચહે,
નિહાળે સો મુગ્ધો તદપિ સ્વર એકકે ન ઉચરે ૩
વિદગ્ધા જન્મેથી વિજળી રિઝવી ન્હે ઘનપતિ,
મયૂરી ઝીલે છે અસૃણુ પતિનાં, પ્રેમ રસીલી;
વૃથા જન્માવર્તે પ્રતિવરસ ન્હે ચાતક સુખે,
અરે કંઈ કંઈ થાયે, નિરખિ સમજી એહવું પ્રિયે! ૪
અરે થાતું કંઈ તો, ઝરણ, સરિતા, ગાયન ધ્વનિ,
હવે તો થા કંઈ તું, વિયત ઉદધિ કે કમલિની;

ગાધૂરી કે વર્ષા, બનિશ તુજ જેજે કહિશ તે,
નાર્થી તુંપ્રેમે; તુજ પ્રીતિ વિના શું દીલ ચહે. ૫
શેલી પ્રેમ તત્વજ્ઞાન—મિશ્ર.

## માનનીનો પતિ.

હઠે ભરાઈ માનિનિ! પડું જ પાય હું;
ન પ્રેમપૂતળી, ગુમાનપૂતળીજ તું. હે.
મૃગાક્ષી મોહકારી, પ્રેમજ્ઞાન ત્યાં કશું?
ન મોહને સુપ્રેમ પ્રેમમાં કદી લહું. હઠે.
હું ભૃંગ ઠામ ઠામ પુષ્પવાસને નમું;
પરન્તુ પુષ્પ એકશું આ દીલ ન્હે વગ્યું. હઠે.
શશી સુધા ભરેલ, વર્ષતો સુધા રહું;
પ્રતિસરો સુધા ન. ન્હોય ચંદ્રકાન્ત તું. હઠે.
ન એ તું, તેથિ શું? શશી સુધા સમાન આ;
પ્રતિસરી સરો ન એ ન પ્રેમી દીલમાં. હઠે.
અહો અભાગી જીવ! પ્રેમ જ્ઞાન ના વર્યું;
ન પ્રેમયોગ્ય તો દયાંજલિ અલે દઉં. હઠે.

## વિલાસ પ્રિય પતિ.

ઘડી ઘડી સ્મૃતિ શું દે, સ્મૃતિ શું દે પ્રિયો એ.
મીઠી મીઠી લુપ્ત તોએ સ્મરણ સ્મરણ પ્રતિ;
ડહોળી દેતી દીલ પળ એ શું વિસરે? ઘડી ઘડી.

નીચી દ્રગ, ધપકતું ઉર, અધર ધરેલ;
પ્રેમનો પ્રબંધ મૂક, કેમ વિસરે. ઘડી ઘડી.
તે તે સુકટાક્ષભાવ, તે તે માનિની સુહાવ;
તે તે રતિ મસ્તિ, એતો નાજ વિસરે. ઘડી ઘડી.
મસ્તિની પ્રશાન્તિ, ઈન્દ્રિ ઇન્દ્રની વિશાન્તિ નીંદ;
પ્રેમનો સુધા પ્રસ્વેદ એવો ક્યાં મળે? ઘડી ઘડી.
અહા! શુદ્ધ પ્રેમી તેજ, મસ્તિની પ્રમસ્તિ માંહે;
તજે જીવ, ભાગ્ય એવું મ્હારૂં શું હશે? ઘડી ઘડી.

## अधीर प्रियतम

ઘટમાં રહી રહી શું રહી ખટકી!
ચટકી બતાવીને શું ગઇ છટકી! ઘટમાં.
સુંદર વદન, શિરે ભારી મટુકી;
તટ નદીનું, ઘટ પીંપલ વટથી. ઘટમાં.
કૂજત કુંજે પ્રીતિભર પક્ષી;
હું કૂજું તુજ ભાવ વિલક્ષી. ઘટમાં.
ક્યાં એ પટપાલવ દીલ લટતો?
લટી રમી માનત સુખ હું રટતો. ઘટમાં.
સુસંગત સંગતિ સુખદાયી;
મટગત એ પણ નહિ સુખ! ભાવી! ઘટમાં.
હા! ધિક્કઠ! હા! ધિક્કા! વચનની પત શી?

તન મન ધનમાંહે પટથી એ લટકી? ઘટમાં.
અટકી જાશે નહિ નહિ બહુ આશા;
લટબર ગોરૂં બદન બતલાબા. ઘટમાં.

## इन्दु अने इन्दु मुखी.

### રોળા.

સખી સિન્ધુ અવિ આગ મસ્તિ કંઈ ચ્હડિ ડોલે,
અહીં સખી બુલ્બુલ પ્રેમ મધુરે રવ બોલે;
જુએ ચકોરી હૃષ્ટ હૃદય બહુ બહુ વિધ ખોલે,
અને કુમુદિની ચ્હડી નર્મ સુખને હીંદોળે. ૧
અહો ભાગ્ય માહરાં, વિયત આરૂઢ વિરાજું,
પ્રિયા રોહિણી સંગ, પરમ આનંદે લાજું;
અને ઊતરૂં કદી ભૂમિપર વાંછિ વિલાસ,
સખીરૂપ તૈયાર મળે સહુ વિના પ્રયાસ. ૨
વારૂ! સર્વ એ અચ્છું ઇચ્છું સુખડું તો મ્હારે,
થતું હશે શું સખી સરવને મુજ અભાવે;
હશે સર્વ સંસાર કટૂ કંટાળો દેતો,
અને હશે શોકાગ્નિ સદા હૃદયે એને તો!! ૩
મસ્તિ કંઈ નહિ તેહ, પછાડા તે મુજ અર્થે,
નહીં મધુર રવ તેહ, તેહ વિયોગજ જલ્પે;
નહીં હર્ષ, નહિ હોય સુખ હીન્દોળ પણે એ.
સહુ આર્ત ઉર તણી દીન વાણીજ અરેરે! ૪

સ્નેહીદૈન્યનું દુઃખ નિરખિ વિલાસ વિચારો
અરો! ધિક્કરો! ધિક્ક હૃદય કંઇ તો શરમારો!
સુણી ગંભીરૂં ગાન કરૂણ રસ પૂર્ણ પ્રેમીનું,
સહુ સ્નેહી સંભારિ હતું મુખ અશ્રુ ભીનું. ૫
વળી એમ ભાન થયું કેમ -હે આ અન્તરમાં?
તહાં નીંદ ભર્યું ઘેલું પ્રિયામુખ આવ્યું નજરમાં;
પ્રેમ ઘેલછા ભર્યું ગાન, મુખડું આ ઘેલું,
એ ઇન્દુ, આ ઇન્દુમુખી, એંધાણુ અમૂલું. ૬
ભર્યો પ્રેમ ને સુઘટ થયો એ તુજ પ્રસંગે,
સૂતું સર્વે સુખ પ્રિયે! જાણું તવ ઉછંગે;
મુખ દર્શન માત્રથી મળે આ શીખ અમૂલી,
કઉં અસે તો હવે ભરે ઊગળકે ચૂમી. ૭

## प्रम कल्पना

ચંદા શીળી કુંળી અહીં, માધુરી સ્વચ્છંદાપણે,
મંદા વહે છે પવન લહરી અગાસિ ચુમ્બે વ્યોમને;
મુખ ચુમ્બતું શીળી અધર, નયનો રમે સ્વચ્છન્દમાં,
અવયવ પ્રફુલ્લિત અનિલથી, મનડું તરે આનંદમાં;
હે! જીવ! હે! આનંદ! સૂતા પ્રેમના પર્યંકશું,
તો વારશી? મેળાવિ દો આનંદ પરમાનંદશું.
આ સમયના, આ પ્રેમના, આ જ્ઞાન આ આનંદના,
આનંદ પ્રબળ બળે ભર્યું આ દીલડું ઊડે ન કાં ?

જા દીસ ઊડી પૃથ્વીમાં શું મોહથી -હેઠે પડી?
બાનુ વિખૂટી મૂઢ એ બાનુ પુઠે ભ્રમણે ચ્હડી;
ત્હારે પ્રિયા તુજ અંકમાં ભ્રમણે રહ્યા શું મૂઢ થઇ?
ફૂટી જશે સંસાર ચુમ્બન ભેટમાં ચરકચૂર રહિ.
આ અનિલને તકિએ ઉંચકવા કર પ્રસારે ચન્દ્રમા,
તો ચુમ્બતો ને ભેટતો પ્યારીસહે ત્યાં પ્હોંચિ જા.
રે! પ્હોંચ, એવા સમયમાં લે ચિત્ર તુજ બ્હાદૂર કો
કે વર્ણવી રસપૂર્ણ જગ અદ્‌ભૂતમાં ડૂબાવિ દે.

## शीली चंदा

### શાર્દૂલ વિક્રિડિત.

ભેદી પૃથ્વી પટાન્ત બ્હાર ધસતી રંગીલી આનંદમાં,
ધીમું ધીમું હસી ચ્હડે વિયતમાં ખેલંતિ સ્વચ્છંદમાં,
રંગે ભૂમિ, જલાબ્ધિ, વ્યોમ સહુને આનંદના રંગમાં,
આપે વલ્લભ વલ્લભા રસિકને વિલાસ અંગાંગમાં. ૧
સૂવાડયો શ્રમ તેહ શ્રાન્ત થયલો શાન્તિ તણા અંકમાં,
ફૂંકી શાન્તિ અહા! વળી સરવથા પ્રવૃત્તિના સંગમાં,
આ સૂધા વરસી રહી અકળ એ વાનસ્પતિ વૃંદમાં,
ગાએ ત્યાં યશ તાહરો સ્વર મહીં બુલ્બુલ બુલંદમાં. ૨
રે! ચંદા સખિ પૂછું કૌતુક ભર્યો પામી કયા પુણ્યથી,
માધુરી છબી, હર્ષ ને નવીનશી નિષ્કામ પ્રવૃત્તિ શ્રી?

ને વિરાગવિશેષ શાન્તિ ગૃહિ જે ન્હે છે દ્રડાલમ્બને,
ન્યૂનાધિક કળા રહે બદલતી તો એ રહે શોભતી. ૩
શું એ સત્ય ઘડી તને ઉદધિથી જે લૂણ રાશિ ભર્યો?
ક્યાં એ મસ્તિ પ્રમત્ત નાવ ગળતી! ને ત્હારી ક્યાં શીળતા!
કો મ્હા યોગીસમી સદા તુજ છબી આ દીલ આકર્ષતી,
પ્રવૃત્તિ જગની જુએ યદપિ એ હીણી ફિકી અંધ થઈ. ૪
આ આત્મા તુજને ભજે જગતથી અદભૂત મૂર્ત્તિ લહી,
તો એને તુજ સારશ્રી લગિરશી દેજે કૃપા દ્રષ્ટિથી;
યાચે એ તુજ શીળતા, નહિ નકી વ્યોમોન્નતિ પંક્તિને,
દે દે પ્રેમમદે ભરી રસિકડી દેહાન્ત મર્તેય તે. ૫

## ખાલેશ દીલ.

### શિખરિણી.

વીત્યાં વર્ષો થોડાં, અડગ સુહૃદો આપણ હતા,
રહી લાંબી જારી, પ્રીતિ ઉગરની બાળ વયમાં.
હવે તો જાણે છે—મુજ સમ પડયો તુંય લપરે;
પ્રીતિ ગાઢી ત્યાં વિસ્મરણ પણ ગાઢું થઇ રહ્યું. ૧
ખરે પ્રીતિ બાલ્યે શિથિલ કરનં ફેર સુચવે,
જરો ભૂસાઇ એ તદન, વીતતાં માસ દિન કે!
છતાં આવું શાને મુજ હૃદયનો શોક કનડે?
નહીં દોષો ત્હારા, જગતક્રમ એ એમ ઘસડે. ૨
યથાબ્ધિ માણીને, મનુજ વૃતિને ઓટ વારતી;

તરંગો તોફાની ભગત ચિત, તેની શી પ્રતીતિ?
હવે બાલ્યાવસ્થા હરષભર તે શા અરથની?
વસંતી—બાળી તે મુજ—તુજ વીતી આયુરવધિ !! ૩
વીતી જૂવાની કે પ્રવૃત્તિ પકડયા કેદી બનિને,
કરી લીધા છેલ્લા ગમન નમનો, સત્ય વૃતને;
અરે! એ દાનો ક્યાં? હરષભર જે આગ ગુજર્યા;
પ્રતિ અંગે જ્યારે રમતી દિસતી સત્ય શીલતા. ૪
હવે મ્હોટા થાતાં ગયું સહુ બન્યા યન્ત્ર જગના,
ભર્યાં સ્વાર્થે આશા, ભય, સહુ ક્રિયા સ્વાર્થ વશ હા!
કહો ત્યાં પ્રીતિ તે કયમ કરિ ઠરે સ્વચ્છ સુખદા ?
ન જ્યાં આત્મા પ્રેમે, પણ સખત તે વૈશ્ય ભયમાં. ૫
લખ્યું એવું ભાગ્યે, કયમ નર બને સ્વાર્થ વિખુટા?
થવું સોના જેવું ક્રમ તજિ શકે કોઇ વિરલા.
બને ભાગ્યઆપત્તિ, જીવન સઘળું દુઃખ બનિ ન્હે;
હુંતો ના લોભાણી, અડગ વૃતને આ ઉર ચહે. ૬
અરે! બન્ધુ! ધારી વૃત શિથિલ શું ટેક વિસરી,
ભરે દોષે કીર્તિ ? નહિ નહિ રહે એક ઉજળી.
થતાં અંધારૂં ત્યાં વિલસિ ચમકી ન્હેજ અગિઆ;
ટકે નાએ દીપ્તિ જગનિ દિન જ્યોતિ ગહિં કદા. ૭
મળે શાને ખુશામતિજનસહે રાજ્યકરતા,
અરે ત્યારે ત્યારે દુરગુણ સુઉત્તેજિત થતા.
બને મૂર્ખો પેલા, સુભગ વચને ફૂલિ ફરતા,

અને લુચ્ચાઓ તે અસત ભણિને ટેક હણતા. ૮
હજૂ કૃત્યોગી તું, પ્રિય સુહૃદ! જંતુવત રહ્યો,
વહ્યો ચાલે સ્વાર્થે, તદપિ ચિત્તમાં હર્ષ વધતો.
રૂચે શે એવું એ—ધનપતિ વદે તેમ વદવું?
કરે, કહેવું સારૂં, નરતું તદપિ, ચિત્ત ઠગવું!! ૯
કહે બાંધ્યા કેઈ વ્રત તવ અનુમોદિ વરશે!
કયો ગાશે કીર્તિ કવિજન તજીને સરવને?
કયો એવો કહેશે "સુહૃદમમ" પ્રેમે સગજતો?
અરે પ્રીતિનું તું વજન રતિએ નાંહિ ધરતો. ૧૦
કહ્યાં લાગ્યાં તેવાં વચન કડવાં, માફ કરજે,
તજી લોકાચારો, નિશદિન હવે સ્પષ્ટ વદજે;
ન લેખે લેખાતો ગણનીય થવા યત્ન કરજે,
થજે કંઇ તો કંઇ જે નીતિવિદજનો નીચ ન લહે. ૧૧

બાયરન—એક મિત્રને.

## प्रवृत्तिमां प्रेमशो?

### પદ.

"પ્રેમ પ્રેમ" શું લવે? પ્રાણિઆ! "પ્રેમ પ્રેમ" શું લવે?
જીરવવો મુશ્કેલ, ન જરતાં સૂતું સળગતે દવે. પ્રાણિઆ.
પ્રેમ મોહની પારખ ન મળે, મોહ પ્રેમમાં લહે,
મોહ મોહ નીવડતાં પાછળ ખેદ ધરી શું રડે? પ્રાણિઆ.
લોભ કામની ધપકે નાડી, ઘોર તિમિર ઘટ ગળે,

સ્વારથના જ્યાં શ્વાસ નીકળે, ત્યાં કદિ પ્રેમશું ગળે! પ્રાણિઆ.
પ્રેમ પ્રિયા બન્ધુનો જૂઠો, માત તાતનો ઝરે,
જૂઠી દુનિઆમાં લાગ્યું શું ગાંડું પ્રેમ ઉપરે! પ્રાણિઆ.
પેલા નભગત ઇન્દુ પાસે કવિગત ઇન્દુ નમે,
ઉરગત ઇન્દુ! જાગ જાગતું એ ઇન્દુ બહુ ગમે. પ્રાણિઆ
તૃપ્ત ટળી અણુ તૃપ્ત અરેરે! હૃદય બન્યું આ સમે!
ઇન્દુના અમીસાથ ભળી છો હૃદય અમીગાં રમે. પ્રાણિઆ.

## प्रकृत्तिने नमस्कार.

### પદ.

નમો નમો જંજાળ, જગતની નમો નમો જંજાળ,
ગયે કેમ મુજને તુજ કરવા? સર્વ આળ પંપાળ. જગતની.
જીગર પ્રેમ યાચના હશે, કંઇ હશે ઉમળકો ગહા;
કપટ કપટ આ નજર તરે, તો છોડ ગને સર્વથા. જગતની.
હશે હિત મ્હારૂં તવ યત્ને, હશે વસી ઉરદયા.
વિષ પોષણુ એને અમૃતપાએથી શી સાર્થતા? જગતની.
હૃદય તુંથી વિરક્ત સદા, એ ચહે અન્ય સારદા;
કદી બાંધ બંધાય દેહ પણુ એ ન પ્રરાક્રમ મહા. જગતની.
ચોળી ભસ્મ એ શંકર મોહ્યો ભીલ રાણીપર અહા!
મહાવિષ્ણુ વસુ સંપદ અર્થે, વસે સાગરે સદા. જગતની.
એ હાર્યા તો કોણુ માત્ર હું, હુંપરતો જોઈએ દયા,
મહાદેવિ! હું ક્ષુદ્ર જન્તુ છો ભટકું અંધકારગાં. જગતની.

હું મુઝાઉં, નવ પડે કાંઇ આનંદ તુજ ઠાઠમાં;
પ્રણમું યાચું હું દીન, વિરાગે જીવ પછી નહિતમા. જગતની.

# विरागनो स्वीकार.

પદ.

જો જગ જાણે શુદ્ધ રંગ, રસ, સાર વિહીન સદાય,
તોય હજુ લલુતા ન તજી કાં? ઉઠી થાતું વીદાય.
હો ઉદ્વેગી આતમા છોડીને ચાલ્યો જા સંસારને?
વ્યાપ્ત થયું ઘટ ચિન્તા તિમિરે, સુઝે સૌ વિકરાળ;
પ્રગટ દીપ આનંદ કરીલે પરબ્રહ્મ સંભાળ હો ઉદ્વેગી.
એ દીપે ઘટ ઊજ્જવલીત જો એ મહિ બ્રહ્મ સમાય;
શું ખોળે જઇ ઠામ ઠામમાં? સૌ ગભરામણુ ટાળ. હો ઉદ્વેગી.
થવું વિરક્ત તોય આસક્ત શું ચિત્ત ઘડી ઘડી થાય?
મિત્ર પ્રિયા સંબંધીમાંથી કોઇ નહીં -હે રહાય. હો ઉદ્વેગી.
શું પામ્યો જગજન પ્રેમેતું? વધી મૂરખ જંજાળ;
પરબ્રહ્મ પ્રેમેતો ભાઇહો નિત્યાનંદ થવાય. હો ઉદ્વેગી.
સ્વારથિ કહેશે જગજન, છો કહે, સ્વારથ કેમ તજાય?
સ્વારથ અરથે મ્હેણાં બોલે, સ્વારથી કોણ ગણાય? હો ઉદ્વેગી.
સાગર પ્રેમ નીરભર હોએ, તેપર તરવું ચતાંય;
ભીંજે વપુ આનંદ ઉર્મીએ, જ્ઞાન ચંદ મુખછાય. હો ઉદ્વેગી.
આત્મા લ્હેર ખરીછે એહ રંગમાં.
એ લ્હેરે ભક્તિ, ભક્તિથી સાયુજ્ય મુક્તિ પમાય;
એ સર્વે વિરાગ અંગમાં એ વિણુ સર્વે વૃથાય. હો ઉદ્વેગી.

# मात पिताने पुत्र.

## ગઝલ (સોરઠની).

બેટા! નીંદમગ્ન થયે થયે એ આનંદમાં કરિ હાસ્ય લે,
કરી હાસ્ય લે, જોઇ શાન્તિ મ્હે, અમ માત તાત તણે દીલે;
એકવાર પણ અવતારમાં વર્યું હાસ્ય આ દીન માલ તે. બેટા.
કરી લે, ફરીવાર નહિ મળે, વશમા દિનો બહુ આગળે;
તીક્ષ્ણ કંટકે ભર્યું વિશ્વ આ, મ્હેવું સાથ એ ગમે ના ગમે. બેટા.
ગોરી કાન્તિ મોહ ભરી કુંળી ક્રૂર કાળ તેનેય ચાવશે;
ધિક્કા ધિક્કા આ અમ જોડને જેથી ઊપજ્યો દુઃખ પામશે. બેટા.
લેલે ચાંપીએ ચુમ્બીએ તને, પ્રેમ દેહ સૌ કુરબાન લે,
એકવાર તો હસ શાન્તિ મ્હે મરીએ કદાપિ જો આપળે. બેટા.

બાયરનના કેનપરથી.

# इन्दुपर दया भाव.

## ગઝલ (સોરઠની).

બાપુ ઇન્દુ! એ વિધિએ લખ્યું, ઉદયે ક્ષયે મ્હડિ શું મરે?
તુને ભેટવાગથી જો મરે ઉદધિ સખી કર લક્ષથી,
આખા વ્યોમનો પરિવર્તલે, ન મળી શકે તોય તું ઘડી!! બાપુ.
કુમુદિની તાહરી કુમળી તે શું સ્પર્શ ભૃંગ બળે કરે,
ઊગે ક્રોધ રક્ત, નિશા જતાં તું ફીકો પડી અંતે આથમો!! બાપુ.
ત્હારી પ્રેમ ચુમી સ્વીકારવા આ ચકોરી જો ગગને તરે,

રે કયે પ્રદેશ જઈ વસ્યો જેના ગમ્ય પ્રેમ વિહંગને? બાપુ.
તું સંયોગી જનને સુધા ભર્યો, વિષપૂર્ણ વિરહી તણે દાસે,
એ વિચિત્રતા પ્રભુએ સૃજી, લોકો પૂજતા નીંદતા તનો બાપુ.
મથવું, વૃથા જવું, ખીજવું, પુજ્ય નાંદય આ લોકમાં થવું,
એ પ્રકૃતિ આ જગયન્ત્રની એમાં ચિત્તને શું ઉકાળવું? બાપુ.

## विषपीती गुर्जरी.

### ૫૬.

પડ્યો ધાવકારી ઉરપર હા! સહ્યો જાય એના.
ધર્યું મૂખ વિષભર્યું પ્યાલું તે જીવ! હવે પીજા.
પ્રેમ અમૃત બહુ પીધું,
સ્નેહી જન સુખ બહુ લીધું;
મળ્યું આપ્યું, ગૃહી લીધું.
વિધિએ ધાર્યું કીધું રે પ્રિય તજી પ્રિયજન ચાલ્યા! ધર્યું.
નર્મદ નવલ પ્રિય તનુજોને ભક્ષી લીધા કાળે!
અસહ્ય એવું દુઃખ રહેવું, ધટઘટ ઉતારી જાને.
કોણ તુજ આરત જોશે,
કોણ દુઃખમાં સુખ ખોશે;
કોણ તુજ આંસુ લ્હોશે,
ગુર્જરી એકિલી રોશેરે મરો આ જીવ બળો હા! ધર્યું.
કાળ ક્રૂરા છાજ્યું કીધું બેશરમ, મૂર્ખ શે લાભે?
તત્વ તત્વમાં ઝૂંટાયાંને નામ અમર ક્યાં મ્હાલે.
ડાઘ અપયશનો લીધો,

ગર્મ ભેદી ઘા કીધો;
વીખગાર પ્યાલો દીધો.
પીવો એ રસ્તો સીધોરે! હૃદય વિચાર હવે શા? ધર્યું.
મીંચ આંખ મૂર્છના મહિં એ દેહ ગયાજ ગયા તે,
દ્રશ્ય વસ્તુ અરથે આંખો આ એ વિણુશે એ રાચે?
મને શું અમર કરી રે!
વૃત્તિ મુજ કાં ન હરી તેં?
પ્રભુ તેં પ્રેમ કરીને,
દુભ્યો શું વીખ ભરીને રે! ખરે દુખદા ઘટના આ! ધર્યું.

## युवान अने मृत्यु काल

### શિખરિણી.

પિતામાતાનીએ થઇ ન કંઇ સેવા મુજથકી,
ન -હેવાયું હુંથી નિયમસર નીતિ પથ વિષે,
ન દાને કંઇ દીધું કર થકી કદી દીન જનને,
અહો કાળે હા ધિક્કા મુજથકી બન્યું કાંઈ શુભ ના. ૧
નિહાળે પ્રિયા આ મુજ ભણિ બની દામણી હવે!
અરેરે! એને મેં લગિર નહિ મ્હારી કરિ અહી,
તને સોંપું પ્યારિ! ગુરૂ, સુહૃદ ને કર્મ વશહા! અહો. ૨
હતી ભારી આશા, જનપદ અને દેશસુખની,
ગઈ સૌ દાઝીએ, અહહ! પ્રથમાંકુર ફુટતાં,
જશે જાયું એવું શરીર મુજ કૃતાર્થ ન થયું. અહો. ૩

સહુ બેનો ગાતા રહિ મૂરખ નિરક્ષર ગણા,
ભણીતે વિદ્યાને કરતિ દુષિતા છંદ ગગને !!
સુધારી તે યત્ને નિરખવિ હતી દેવી રૂપગાં. ગ્રંથો. ૪
ભણાયા સિહો તે અશરણ અરે ગાય બનિઆ,
સ્વદેશી બંધુઓ પરવશ અતિ દુઃખ સહતા !!
અરે! એને એવા નિરખિ મરવું એગ કરમે!! ગ્રંથો. ૫
અરે! ચુકયો છું તું મરણ દુતા રે! આંહિ પળતાં;
સદા ન્યાયી કહેછે ધરગ કદી ત્યાં નાહિ પઠવે,
રજા દે, સંતોખું મુજ વૃતિ તણો એક કડકો. ગ્રંથો. ૬
અરે! નાએ છોડે, પ્રિયજન ! હવે વંદન કરૂં.
પ્રભુ ઇચ્છાના તો મુજ થકિ રજે શુભ ન બન્યું;
કથ્યું તેગાંથી કંઇ કરવું મુજને મોક્ષ ગળવા. ગ્રંથો. ૭

## परतंत्रता

### પદ.

અમે ઉચ્ચ, ઉચ્ચાભિલાષી ને ઉચ્ચ વીર્ય દાખવતા,
પડી રહીશું પરાધીન શું ? ના ના એગ બનેના.
આર્યનું આર્યપણું શું ?
વીરનું વીરપણું શું ?
પ્રેગનું પરબંધન શું ?
ધસી યશગાનથી મરશું રે, રહી અપયશથી ડરતા. પડી.
કોણ કોણ પરદેશી યવનો, હકક હિમ્ગત દાખે તે ?
કોણ થાવ આર્યની પાસ જે રણગાં પડી રાચે એ ?

શસ્ત્રપર હાથ ધરીશું;
ધૂળ અરિ મુખ ભરીશું,
વેર વડવાનું લેશું.
દેશ નીજ હાથ કરીશું રે, મૂછે રહિશું કર ધરતા. પડી.
વીર્ય વપુશ્રી થકી ભરેલી ભલી આર્ય જનની આ,
ગહા પરાક્રમ જયવાજાંનાં જોયા સમય ઘણા હા !
અહો પરશુધર પરશુ,
યુદ્ધ રામનું રાવણશું;
વળી કુરૂક્ષેત્રે વાજ્યું.
યોધ કુરૂ પાંડુ વાજ્યું રે! એમ ગાજી દગ ભરતા. પડી.

## चंदाने एक प्रश्न.

સુતું જગ નીદ્રા અંક; હું પૂછું ચંદા !
સૂતા તારક નભ અંત, હું પૂછું ચંદા !
સૂતો સગર તિય પિય અંગ, હું પૂછું ચંદા !
સૂતી રતિગોષ્ટિ દગંત, હું પૂછું ચંદા !
ત્યારે કરિ ગર્જન આગ, હું પૂછું ચંદા !
કે કે શું ઉદધિ કટાક્ષ? હું પૂછું ચંદા !
ને ઊડી ઊંડું ચકોર, હું પૂછું ચંદા !
નાચે નિરખી તુજ કોર? હું પૂછું ચંદા!
ગાએ કયગ આ બુલ્બુલ? હું પૂછું ચંદા !
મરિત ભર્યું પ્રસન્ન પ્રફુલ્લ હું પૂછું ચંદા !

ને અનિલ લ્હેરી ચુમ્બિત, હું પૂછું ચંદા!
નિરખી હરખે શું કુમુદ? હું પૂછું ચંદા!
તવ દર્શનથી ઘેલાં બને! પૂછું ચંદા!
એને મુખડું નિરખે તનો! પૂછું ચંદા!
એ તે શી પ્રીતી રીત? હું પૂછું ચંદા!
શી વશીકરણની વીધ? હું પૂછું ચંદા!
શો મોહ તણો એ મત્ર? હું પૂછું ચંદા!
શો અજબ ચતુરાઇ પંથ? હું પૂછું ચંદા!
સ્મર સ્હાય લઇ બહુવાર, અલિઓ તેં ચંદા!
માર્યા છે બાણ પ્રહાર, અલિ ઓ તેં ચંદા!
મુજને, પણ તોય તું દેવના જેવી ચંદા!
આ અંતર આત્મ વિશે વસી, અલિ ઓ ચંદા!
તજી નીદ્રા રતિ વ્યવહાર એતે શું ચંદા!
નિરખું નિશિમાં બહુવાર? એતે શું ચંદા!
દિનદિન વધે ત્યમ પ્યાર એતે શું ચંદા!
એતે શો પ્રભુત્વ પ્રકાર? ઓ પ્યારી ચંદા!
અયિ અયિ પ્રિયે શું એહ? એ પૂછું ચંદા!
એક લગીર શું તો કેહ ઓ પ્યારી ચંદા!
ઘન પટથી ઢાંકે મોંહ, શું ભુંડી ચંદા!
તેમ તેમ વધે મુજ મોહ, ઓ ભુંડી ચંદા!
શું નિરખે મંદ હસી હસી? ભુંડી ચંદા!
શું અરજ કાંઇ નવ ઉરવસી!! ભુંડી ચંદા!

## मदनबाधा.

### હોરી.

કામ હે કામ જોતું વિચારી વિચારીરે કામ હે કામ. (ટેક)
ઉત્સવ વૈભવ જગના વિહારો, ત્યાગ્યા સહુ મોહકારી;
ત્યાગ્યા લલિત લલનાના પ્રદેશો તાકી શરો બહુ કારી,
ભમે કેમ પૂઠ હમારી? કામ હે કામ.
કોકિલના કોમળ કંઠે લલનાનો ભાવ વધારી,
લલિત લતા વન કુંઝે અને ગિરિ સરિત વિશે એ વિકારી,
વશી શું રહ્યો રૂપ ધારી! કામ હે કામ,
હા! હા! હણાયો હણાયો હવે હું, કયાં જાઉં? શી ગતિ મ્હારી,
આશ્રય એક હતો આભનો આ, તેએ થયું દુઃખકારી,
મદનને મળી સ્હાય ભારી! કામ હે કામ.
વૃષ્ટિ વર્ષીને રમી રહિ વિદ્યુત મૂર્ત્તિ મનોહર ધારી;
પ્રેરે અનંત ઉદ્દીપન ભાવો સુરધનુ રંગ વિહારી!
અનાથનું કો ભય હારી કામ હે કામ.
જગ સારૂં નિર્દય થઈ બેઠું, તો શી કથા કહું ત્હારી!
પ્રગ દયા પરમાર્થ ન રૂચે નિર્દયતા થઇ પ્યારી—
ભલે તો સહું મન મારી, કામ હે કામ.

### कोयलडी.

બેઠિ બેઠિ આંબાની ડાળ, કોયલડી ટહુકો કરે!
'પીઉ પીઉ' રટે આ પપૈઓ ન બિન્દુ એ સાંપડે!

એવો એવોજ જગતનો નીગ કોને કોની શી પડી?
'પીઉ પીઉ' રટે આ પપૈઓ કોયલડી ટહુકી રહી!
પ્રેમ દયા પરમાર્થ જેમાં જનતા વસી
ખોળ્યાં લાધે ન એ જનમાંહે વિહગની તો વાત શી!
એવો એવો શું જગતનો નીમ! કોને કોની ના પડી.
'પીઉ પીઉ' ર  આ પપૈઓ કોયલડી ટહુકી રહી!
ઠીકિ ઠીકિ અને નિર્માલ્ય દિસે હિન્દ બાપડી
એવી તોએ બ્રિટાનિઆ એને ન છોડે પાએ પડી!
એવો એવો શું જગતનો નીગ? સ્વારથમાં વૃતિ જડી
સારી સારી બ્રિટાનિઆથી આ કોયલજે ટહુકી રહી
કહેશે કહેશે 'અમે એક આર્ય, એવા હિન્દુઓ અરે
દમે સ્ત્રીને ગુલામની પેર એમાં એ આનંદ લે!!
રે રે નિર્દય આ ગજબંધુ ટવે શું કથ્યા થકી
''પીઉ પીઉ' રટે આ પપૈઓ કોયલડી ટહુકી રહી'
બન્ધુઓ! ઓ! બ્રિટાનિઆ! ઓ તજ્યું શું ઔદાર્યને,
જેની સેવા પ્રતાપે શ્રી સાંબ હલાહલને સહે.
પેલો પેલો ન જગતનો નીગ, જગત નીતિ આ નવી,
'પીઉં પીઉ' રટે આ પપૈઓ કોયલ શું ટહુકી રહી?
પ્રેમ દયા પરમાર્થ એ નહિ એક દેશનાં;
સેવે તેનાં સદા એ તૈયાર પાદપની જુઓ પ્રભા—
છેદે કાપે એવા જીવનેય એ દે છાય શીતળી;
'પીઉ પીઉ' રટે આ પપૈઓ કોયલ શું ટહુકી રહી?

પરતંત્ર આમારો દેશ, ગુલામ સ્ત્રીઓ અહીં;
એવાં દુખથી ન આવે કદી ઉંઘ, તારે દીલ કંઇ નહીં—
બેઠિ બેઠિ આંબાની ડાળ કોયલ શું ટહુકા કરે ?
'પીઉ પીઉ' રટે આ પપૈઓ ન બિંદુએ સાંપડે !!

## अवसान स्तुति.

### ગઝલ (સોરઠની.)

હું તું એક એ ઉમાકાન્ત શું? દીન બાળ તુજ શરણે પડું;
પીધું તે હલાહલ તું સહે, ત્યાંતો દુ:ખ લેશ ગમે નહીં;
હું તું એક એ ઉમાકાન્ત શું ? એનો લેશ ભાસ ગને નહીં. હુંતું.
કહે છે ચંદ્રશેખર સૌ તને ત્યાંતો ક્રોધ જ્વાળ રહે બળી.
હું તું એક એ સહુ શું લવે? ભાવી તો ભલે આજ કંઇ નહી હુંતું.
કયાંએ ભસ્મી ભૂત રતિપતિ ? કયાં એ બંદીજન ગુણ ગાનગાં?
હું તું એક—એ ડરતો તુંથી, દગતો મને દિનનીશ કાં ? હુંતું.
હતી સ્વર્ગે બે ધસી હર્ષથી પડી કેશમાં રહી જાન્હવી;
એવી એ ચહે તુજ શર્ણને, પડું શર્ણકોઇ ગ્રહે નહીં. હુંતું.
હુંતું એક નિશ્ચલ સાર્થક હોતો હો ભલે; રૂચતું નહીં.
હુંતે હું રહું તુજ દાસ હું, તું તે શર્ણ એકજ એ સહી. હુંતું.

इति.

# स्पष्टी करण सहाय.

**शिवस्तवन** આમાં લીધેલા ઘણાખરા તર્કોનું મૂળ **कुमारसंभवमांनो जटिल-उमा-संवाद** છે. એકાદ શેપરહેલનું મૂળ **उपमन्युकृत माहिम्नस्तोत्र** છે.

"ભયહારી" યજ્ઞવિધિનું વિશેષણ છે. જગધ્યેયઃ જગતને ધ્યાન કરવા યોગ્ય. સધ્યાન ધ્યાન સહિત, ધ્યાન ધરતા.

**कुमुदीनो चंद** આ પદબંધની ઉત્પત્તિ કેવળ કલ્પનામાંથીજ થયેલ છે, અને કલ્પના એક કરતાં વધારે સ્થળે ક્લિષ્ટ છે; પરન્તુ વિષય અચ્છું કાવ્યસ્થાન થઇ પડે તેવો છે. સ્વભાવિક પ્રતિભાશક્તિને એ રમણીય—માનપ્રદ નીવડે. ઉત્કંઠાથી પ્રેરાઇ મેં મ્હારી કલમ તો ચલાવી છે, પરન્તુ સ્થાન, પાત્રતા, કલ્પના, રસ પ્રભાવ દરેક વર્ણનમાં મ્હારી શિથિલતા મને જણાય છે માટેજ હું આને કાવ્યનામ ન આપતાં પદબંધ નામ આપવા ઇચ્છુંછું.

સમય વૃષા ઋતુનો છે, આકાશ જલ પૂર્ણ મેઘથી છવાએલ છે, રાત્રિ અજુવાળી છે. કલ્પના એવી છે જે ચંદ્ર ઘનપટથી આચ્છાદિત ફીકો—પીળો દેખાય છે, આમ ઘનપટમાંથી ઝાંખી આંખે પ્રિય કુમુદિનીને પણ ફીકી—પીળી જુએછે—જાણે પોતાના વિરહ સમયના આગમનથી, દુઃખથી પરાધીન અવસ્થાથી પ્રિયા પણ દુઃખી—દામણી વદન કમળને નમાવી રડતી ઉભીછે. કુમુદીનો છોડ પોતાનો પ્યાલો ચંદ્રની શૂન્યતામાં તો નમાવતો હશે, પરન્તુ ઘનપ-

ટથી આચ્છાદિત ચંદ્રમા હોય ત્યારે આ સ્થિતિ હોય એમ કલ્પના કરતાં ઉપરની કલ્પના વાંચનારને વધારે પ્રત્યયભરી ભાસશે. કલ્પનાને વિશેષ એટલે સુધી દોરી છે કે સમય વૃષાની ગમ્યા અવસ્થામાં આણવો પડયોછે. કહ્યુંછે જે " લીલી સાડી સજી કૂદે રમે સખી સહુ"

હવે વાંચનાર કલ્પનાનો ક્લિષ્ટ ભાગ જોઇ શકશે. કુમુદીને વાદળી—કુમુદી ચંદ્રના પ્રેમમાં વિરોધ આણનારી ચંદ્રને દૂષિત કરવાની ઇચ્છા કરનારી—વા ચંદ્રના સુરત સમાગમમાંજ લાલચુ પોતાના જળમાં ડૂબાવી દેછે, મારી નાખેછે અને તાણી જાયછે. કદાચ દૈવયોગે એક કુમુદીની આવી દશા હોઈ શકે પરન્તુ સર્વસ્થ વૃષામાં કુમુદીનો નાશ કોઇ ગ્રંથમાં વર્ણવ્યો નથી તેમ સંભવતો પણ નથી. ક્લિષ્ટતાનો અંત આટલેથીજ અટકતો નથી.

ચંદ્ર પણ ફીકો—પીળો હતો તે તદન પીળો વિવર્ણ શબ થઇ જાય છે. પ્રિયાના પાછળ પોતાનો પ્રાણ તજેછે, તે છેક "પ્રસન્ન નભ નદી સરો" એવા શરદના સમયમાં પુનર્દર્શિત થાય છે. કુમુદી જન્મી પોતાના દ્રગામૃતે જીવાડે છે ત્યારે સજીવ થાયછે. અત્યાર સૂધી જન સમૂહને તે જણાતો તેનું કેમ? એતો કેવળ વાદળીએ પોતાના ધનાંકમાં, મૂર્છિત છે માટે મૂર્છાવળે વશ થશે એવી ઇચ્છાથી વા ક્રૂરતાની અવધિ બતાવવા—પરાકમ હદ પ્રદર્શિત કરવા શબરૂપે સ્થાપી રાખ્યો છે.

કહેવું જોઇએ કે આમાં કલ્પના સ્ખલનો અજ્ઞાનતા કે ત્વરતાથી થયેલ નથી. ગંભીર કરૂણરસ જે આમાં ક્વચિત્ ક્વચિત્ ગર્સ્તિ કરતો વહ્યો ચાલે છે તેને આવાં સ્ખલનથીજ પુષ્ટી મળે છે.

પ્રેમનું ઉચ્ચીકરણ કુમુદીની પાછળ ચંદ્ર મરે ત્યાંજ આવી શકે.

જો કે આમાં ૧૧ પદબંધોનો સમૂહ છે અને ૧, ૨, ૩, એ-વા ક્રમ પાડી તેમને મૂકવામાં આવ્યાછે પરન્તુ એવા ક્રમે તેમની ઉત્પત્તિ થઇ નથી તેમ એમ ન વાંચતાં વાંચનારને ન્યૂનતા જણાય તેમ પણ નથી.

પિતા—ઉદધિ. ઝુરવું-ઉછાળાભરવા. ચંદ્રને લીધે ભરતીઓટ થાય છે એ જગ જાણીતી વાત છે. ષોડશ સોળ કળાના ચંદ્ર હોયછે પરન્તુ પૂર્ણિમાએ પૂર્ણ કળા હોય એમ માની તથા તિથિની સં-ખ્યા લક્ષ્યમાં રાખી પંદર કળા કલ્પી છે ભ્રમણે ચ્હડાવ્યો—પૃથ્વીની આસપાસ ચંદ્ર ફરે છે.

વૃતિમંદ-લાગણી વિનાનો. ભૂનભયોગ-દ્રષ્ટિમર્યાદા (સરસ્વતી ચંદ્ર) રાગ હરિગીતની લેહેમાં ચાલશે.

૨ શ્રુતિ=કાન. સ્પર્શ=ચુમ્બન. કષ્ટ જીવવું=જીવવું દુઃખદાયક થ-ઈ પડ્યું છે. રાગ ભૈરવીની ગઝલ.

૩ અશર્ણ્ય=શર્ણ જવા યોગ્ય નહીં એવો. તપે=તાપ સહન કરે, દુઃખ વેઠે.

વૃતે=પતિવૃત (ચંદ્ર શિવાય અન્ય શું પ્યાર ન બાંધવાનુંવૃત) "મોહે ચંદી" આમ બોલી ચંદ્ર પોતાનું વિનય ચાપલ્ય બતાવે છે. "કુંળી કરમાઇ જીગર" વિગેરે બોલી ચંદ્ર કુમુદીનું પ્રેમ ગાંભીર્ય બ-તાવે છે. "તજીદે તજીને" વિગેરે બોલી ચંદ્રમા પોતાનો ઉચ્ચ પ્રેમધ્વ-નિત કરે છે.

રાગ—ગઝલ—કાસીદા તું જાકે ખબર લાદે મોરા યારકી એ હમેં

૪ ચંદ્ર કેટલા ઉદાર વિચારનો પુરૂષ છે તે આ પદથી જણાઇ આવશે. કદાચ તું ધારતી હોઇશ કે ત્હારા તજવાથી મને દુઃખ થશે પરન્તુ એમ ધારતી ના ત્હારા સુખના દર્શનમાં મ્હારા દુઃખનો નાશ સમજી લે "એ પ્રિયા ગુણગાન" વિગેરે બોલી જણાવે છે જે તજવાથી કદી તું જઈશ પણ ત્હારૂં સર્વસ્વ મ્હારી પાસેથી જવાનુ નથી એટલે ત્હારી ખોટ જણાવાની નથી. 'બુઝી પ્રગટે' હૃદયમાં કુમુદી વસી છે માટે આંખ તેને સ્થળે સ્થળે જુએ છે. પ્રિયાથી દુઃખ-પ્રિયા આપે તે દુઃખ. પ્રાણાધિ=પ્રાણથી અધિક. જન્મી પિતાને દુઃખમાં ધર્યો. ચંદ્રથી ભરતી ઓટ થાય છે. પ્રેમની= કુમુદી વિના ઇન્દુ ન રહી શકે તેમ ઇન્દુવિના કુમુદી ન રહી શકે એ પ્રેમની.

## રાગ માઢ.

૫ "અરે ઓ મૂર્ખ" વિગેરે શબ્દથી કુમુદીના ઉચ્ચ પ્યારની તથા તે પર ચંદ્રના પૂર્ણ વિશ્વાસની ધ્વનિ થાય છે. "પ્રયત્નો વ્યર્થ" વિગેરે ચંદ્રનું નિષ્કલંકત્વ બતાવે છે. "મહી આકાશ" વિગેરે શબ્દથી ચંદનું એવું તાત્પર્ય છે જે મ્હારૂં આકાશ કુમુદી વસે તે સ્થાનછે. (આકાશ-દિવ્ય સ્થાન) વિર્ખાણ-વીખરાઈ ગયેલ. કણો=ભસ્મનાં રચકણ.

## રાગ ૩ જા પદનો.

૬ એક તત્વમાં ઘડેલ-જળ તત્વમાં ઘડેલ-કુમુદીનું જળમાં ઊગવું તથા ચંદ્રનું સાગરથી જનન અજાણ્યું નથી. "દબાવ હુંને" એમ વર્ણનની શરૂઆતમાં બોલે છે એમ સમજવું. એ જીવમાં વસેલ જીવ-ચંદ્ર પોતેજ. શું થશે-પવિત્ર સુંદરીના વૃત્તબળપર આવો-

જ વિશ્વાસ જોઇએ,

## રાગ ચંદ્ર મુખીને એકલી.

૭ "દીલભર દીલ" વિગેરે આખું ચર્ણ પુજ્ય મણિલાલના પ્રેમ જીવનના "દીલશું દીલ" વિગેરેપરથી ચોરી લીધું છે. અનિલાધાર. પવન જ્યાં ઘસડે ત્યાં જવાવાળી "ભૂમિથી નભમાં ચ્હડી-વિગેરે" –નભમાં ચ્હડી તથાપિ પવિત્રતા જાળવી રાખવાને બદલે અપવિત્રતા સંગૃહી.

## રાગ બિહાગની ગઝલ (આંસુડાં મ્હારા લુવે એ.)

૮ બદલતાં–પ્રતિકૂળ થતાં. ક્રૂરાત્મા=વાદળીનું વિશેષણ.

આળું મ્હારે લીધે તને થતું વિયોગ દુઃખ. કાપ્યું–ત્હારા મૃત્યુરૂપી ઘા. વહેનહિ વાયુએ એ ઘાને શાન્તિ આપવાને.

સુભાગ્ય-કારણ કે હૃદય સર્વસુખ અનુભવી શકે તેવું છે.

શરણ પડતું–મને ત્હારૂં સ્પર્શ સુખ નથી તો ખેર પરન્તુ ત્હારી પૂજાનું પણ સુખ નથી. જળમાં જે મ્હારૂં પ્રતિબિમ્બ ત્હારે શરણ પડતું તે પણ આજે નથી. (વાદળીના વિરોધથી)અભિગમ=તરફ, ગ્રીવા= ગરદન તમ-તમારૂં.

૯ શકે=જાણે, પિયુષ=અમૃત, સખિન્નતાએ=ખેદસહિત પિયુષપાત્ર–અધર. શુચિ=પવિત્રતા, નિસર્ગતા=કુદરત. ગતા. મૃત.

૧૦ વિરમી=થાકીગઇ પ્રસન્ન=ચોખ્ખું, આનંદી, ઘન=નિબિંડ

રાગ "જય જય જય જય જય જય બોલો" નર્મદાશંકર.

૧૧ સ્વાદ, પાન, કેફ, ભોગ આશબ્દો પ્રેમભોગ ક્રમવાર ચ્હડતો બતાવવા દાખલ કર્યા છે.

**प्रियास्मरण** આ વિષય, આગાં દાખલ કરેલ સર્વ વિષય ની પેહેલાં લખેલો હતો પરન્તુ ગનોભાવનું ચિત્ર કઇક સારૂં લાગવાથી દાખલ કરેલ છે. દરેક પદની અન્તે ફરી ફરી આવતું ચરણ મ્હારૂં નથી પરન્તુ કોઇ પાસેથી સાંભળેલું વા વાંચેલું તે દાખલ કરી દીધું છે. દ્વીરેપ=ભ્રમર મૃણાલ=કગળ. સાર્થ=સાર્થક ભ્રૂશરલક્ષ્ય=ભમરરૂપી બાણનું લક્ષ્ય. લક્ષ્ય=જેની સામે બાણ તાકવાગાં આવે તે. શાન્તા અને પ્રગદા એ એક બીજાના ભાવગાં વિરોધ આણનાર શબ્દ જણાશે પરન્તુ એ શબ્દો અનુક્રમે સ્ત્રીના નેત્રની અવસ્થા બતાવે છે. ન્યાસથકી=ધપકારાથી. ક્ષત=જખગ. વિહારગત=વિહાર સંબંધી. દ્વીધા, ત્રિધા, ચતુરધા. એકપછી એક થતાં ચુમ્બનની અધીરતા બતાવે છે. પ્રશાન્ત=થાકીગએલી ભોજ્ય=ભોગવવા યોગ્ય.

**प्रियाविरह**=પંડિત જગન્નાથનું આ કાવ્ય છે એનું નાગ કંઇ જગતથી અજાણ્યું નથી. કવિતા ગાધુર્ય ભરી છે. વિશેષ શું કહું, એનો પોતાનોજ પોતાની કવિતાને વાસ્તે કેવો ગત હતો તે સુજ્ઞ વાંચનાર આગાંથી જોઇ લેશે. પરાઙ્મુખ=પ્રતિકૂળ. સ્ગરના સચિવ=કાગદેવના મંત્રી આ વિશેષણ નેત્રાવલોકનું છે. નેત્રવલોક=કટાક્ષ કવિતો નેત્રાવલોકને બદલે "સહસાવલોક" વાપરે છે પરન્તુ પદબંધ તૂટવાની બીતિથી લાચાર થઇ આવી છૂટ લીધી છે. વિસ્મૃતિ ગર્ત=વિસ્મરણ રૂપી ખાડો, કવિતો ત્યાં "વિસ્મૃતિપથ" વાપરે છે પરન્તુ "વિસ્મૃતિ ગર્ત" એથી કઇ સારો અર્થ બતાવે છે. ગાંટે વાપર્યો છે. અધિ દેવતા શું=અધિષ્ઠાત્રી જેવી નિર્વાણ મંગળપદ=સ્વર્ગ. નીલારવિંદ=કાળાં કગળ–કટાક્ષ કાળાં હોય ગાટે નીલ શબ્દ વા-

પર્યાં છે. સ્ખલન=ઠેશ "બાજ્ઠે" આ શબ્દ હાલની રૂઢીને અનુસરી લખવામાં આવ્યો છે. કવિતો એને બદલે "શિલા શકલ" વાપરે છે. શ્રવણ મંગળ વર્ણ રાજિ=સાંભળતાં માંગલિક જણાય એવી છે શબ્દની પંકતિ જેની, નિર્દૂષણા આદિ વિશેષણ કવિતા તેમ સ્ત્રી બન્નેપક્ષે લાગુ પડેછે સરોરૂહ=કમળ અસમ=અસાધારણ. "વિધુત્ વિલાસ સમ" આ વિશેષણ મહેન્દ્ર ભોગનું છે. કાવ્યાત્મદેહા ઇ=કાવ્યનું સ્વરૂપ લેઇ રાકા=પૂર્ણિમાની રાત્રી. મધુરસ્મિત શોભિ બ્રુમાંડ=મધુર હાસ્યથી શોભતું બ્રહ્માંડ. અભિષેક=સિંચન. પર=ઘણી તિરસ્કરતી=તિરસ્કાર કરતી મહા પર બ્રહ્મસાથે=બ્રહ્મતો મહા છે પરન્તુ ત્હારે પતિવૃતાને તે પર અન્ય જેવો છે.

**मृतप्रियानोप्रियतम** ઇંગ્લંડમાંતો આ કવિની બહુ ઉચ્ચ ગણના થતી નથી અને તેનું કારણ એવું છે જે એની કવિતા મનુષ્યને સમયે નીતિ વિરૂદ્ધ આચારમાં પ્રેરે એવી ભીતિ રહે છે. બાકી 'વર્ડ્ઝ વર્થ' કવિ જેને વાસ્તે ઇંગ્લંડ એટલું બધુ માન ધરાવે છે. તેની ગણના પણ યુરપ આ કવિના જેવી કરતો નથી.

લખાણમાં આ કવિ એવો જોસ્સો ધરાવે છે કે એની કવિત્વ પ્રેરણાનું બળ પ્રબળ હશે એમ સિદ્ધ થાયછે.

"ભર્યાં ઘેન" આ ચરણને બદલે કવિ "If I slumber" દાખલ કરે છે તેનું ભાષાંન્તર કરવામા આવ્યું નથી એનો અર્થ એવો છે જે "જો હું જો કાંઇ ખાતો હોઉં તો" એ ઉંઘ નથી પરન્તુ ઘેન છે. "એને ન્હેવું ઘડીએ ગમે ન" આ ચરણ પછી "The tree of knowledge is not that of life" એવું પદ

દાખલ કરે છે. ભાષાન્તરમાં તાત્પર્ય માત્ર લાવી એ પદ ઊડાવી દીધું છે. સૈકતરાશિ=રેત્યનો ઢગલો. પેલી પળથી=પ્રિયાના મૃત્યુ કાળની પળથી આ ભાષાન્તરમાં તાત્પર્ય તરફ ધ્યાન રાખી શબ્દશઃઅર્થની બહુ દરકાર રાખી નથી. કર્ત્તવ્ય—ભૂત વિગેરે બોલાવી પ્રિયાની પ્રવૃત્તિ મેળવવી.

પછી સત્વને બોલાવે છે પરન્તુ એમ માલુમ પડે છે જે સત્વોને બહુ ભૂતકાળનું જ્ઞાન હોતું નથી તેથી તેમને રજા આપે છે. ત્યાર પછીના ભાગનું ભાષાન્તર દ્રુતવિલમ્બિત વૃતમાં કર્યું છે.

નિશિસુનેત્ર–આને બદલે કવિ સૂર્યને સંબોધન કરે છે. કારણકે સમય પ્રભાતનો છે; પરન્તુ અમે એપર બહુ દરકાર રાખી નથી. વાંચનારે આ વખતે એમ સમજવું જે નાયક શશીને માત્ર સંભારેજ છે. પ્રયુક્ત=યોજેલા. તમપરાવૃત=અંધકારથી ઢંકાએલ મયૂખ ક્ષીણું. શૃંગાન્ત=શિખરની પણ ટોચે તમૌઘમાં=અંધારાના ઓઘમાં.

**मृतप्रियानाप्रियतमने**-મારા એક કવિતા બનાવનાર મિત્રની સ્ત્રી મરી જતાં આ પત્ર તેને મોકલવામાં આવ્યો હતો. તૃષાથી=અતૃપ્ત રહી માટે. સારે=કાપે. પ્રતિસારે=સામાં પાડીને. આશ્વાસ=દીલાસો. અટ્ટહાસ=ખડખડાટ હસવું.

રાગ—ગઝલ સરસ્વતી ચંદ્રની

**शशी अने निशानो विलास**-રમણાગમન=વલ્લભનું આવવું ભાવ=હાવ ભાવો.

રાગ–જો પિયુ આવે મોહે મંદિરવા પલકનસે મગ ઝારૂં.એ કલ્યાણ

**मुग्धानोपति**—અંગાંગે—અનિલ પોતાના પ્રતિઅંગે ગાયનના પ્રતિ અંગને લપેટે છે. વાયુથી શબ્દવહન થાયછે એ ક્યાં અજાણ્યું છે. વિદગ્ધા=ચતુર. અસ્રુણુ=આંસુ સૃજન્માવર્ત્ત=જન્મનાફેરા.

**मानिनीनोपति**—સમાન=સર્વને સમાન હકવાળી

**રાગ ભૈરવીની ગઝલ.**

**विलासप्रियपति** લુપ્ત=લોપ થયેલી પ્રબંધ=ખેલ. મૂક=મુંગો પ્રશાન્તિ=થાક પ્રસ્વેદ=પસીનો.

રાગ—ખમાચ "દ્રગરસભર મોહે દિલ છાઇ રહી"

**अधीरप्रियतम**—પટગત=લૂગડાં સંબંધી, લૂગડાંમાંથી મળતું. બાવી=નશીબ.

રાગ—પીલુ "કહું શું નશીબે દુઃખિઓ કીધો છે."

**इन्दु अने इन्दु मुखी** રવ=અવાજ હૃષ્ટ=આનંદિત. આરૂઢ ચ્હડેલો. મુજ અભાવ=મ્હારા ન હોવાગાં એટલે એ સર્વ પૃથ્વીપર છે હું આકાશમાં છું તેમની પાસે નથી માટે આર્ત=દુ:ખી.

**प्रेमकल्पना**—પર્યંકમાં=બીછાનામાં. આ વાંચતી વખતે વાંચનારે "ઇશ્કે અલ્લાહ" અથવા "બધે બ્રહ્મરૂપ બ્રહ્મ પ્રેમ જાણું" એ લીંટીઓ ધ્યાનમાં રાખવી.

**રાગ—હરિગીતની લેહેમાં.**

**શીળીચંદા**—શાન્ત=થાકીગયેલો વૃંદ=ટોળું. બૂલંદ=ઉંચ. નિષ્કામ પ્રવૃત્તિશ્રી=સ્વાર્થ રહીત વ્યવહાર વિરાગ વિશેષ શાંન્તિ=જેવાં વિરાગ વધારે છે એવી શાન્તિ પ્રમત્ત=મ્હોટાં વ્યોમોન્નતિ પંક્તિ=આકાશ જેવો મોટો હોદ્દો.

**खालेशदील**બાલ્યે=બાલ્યાવસ્થામાં. યથાબ્ધિ=જેમ સમુદ્ર, ગમન નમતો=છેલ્લા રામ રામ. ભાગ્યાપત્તિ=ભાગ્ય આપત્તિ ભાગ્ય આપત્તિરૂપ બની જાય. "અડગ વ્રતને', આ શબ્દો પછીની કવિની બે લીંટીનું ભાષાન્તર તદન જવાજ દીધું છે. રાજ્ય કર

તા=રાજ્ય કરનાર. "કરે કહેવું—વિગેરે" ખરાબ કરે તો પણ સારૂ કહેવું અને ચિત્તને ઠગવું. આ લીટી પછીની આખી ટૂક ભાષાન્તરગાં લીધી નથી. ગણુનીય=ગણુનામાં આવે એવો.

**प्रवृत्तिमांप्रेमशो**—કવિગત ઇન્દુ=સ્ત્રીનું મુખ, નમે=દારખાય. ઉરગત ઈન્દુ=આત્મા.

**विरागनोस्वीकार**—વિહીન=વિનાનો. આનંદ ઉર્મિઓ=આનંદ રૂપી મોજાં સાયુજ્ય=ઇશ્વરસ્વરૂપમાં ભળી જવાય એવી.

**इन्दुपरदयाभाव**-ઉદયે ક્ષયે ચ્હડી-ચંદ્રમાની કળા ચ્હડતી ચ્હડહતીશુકલ પક્ષમાં ઉદય પામે છે તેમ કૃષ્ણ પક્ષમાં એથી ઊલટુંજ થાય છે. એવું એક વૃત છે જેમાં માણસ કોળિએ ચ્હડે છે તથા કોળિએ ઊતરે છે (ખાવામાં). તેમ તું આવું વૃતધારી શા વાસ્તે ત્હારા શરીરને દુઃખ દે છે ઉદધિના કર તે મોજાં. પરિવર્ત=ગોળફરવું.

બળે=બળાત્કારે

**परतंत्रता**=આ પદ શિવાજીનું નાટક લખતાં નીકળી આવ્યું. નાટક તો કાર્યબંધથી અપૂર્ણ રહ્યું અને પૂરૂં લખવાવારો હજુ નથી આવ્યો પરન્તુ આ પદ વાંચનારની રજુ મૂકું છું, જો એ એમનેરૂચશે તો નાટક પૂર્ણ કરી સેવામાં રજુ કરીશ. આ પદ તે શિવાજીના સૈન્યની ઉક્તિ છે.

યવન=મુસલમાન.

**चंदानेएकप्रश्न**. તિય=સ્ત્રી, પિય=પિયુ;

રાગ "ઇતિહાસની આરસી" એવી ઢપે પણ ગવાશે.

**मदनबाधा**. બાધા=વેદના. કામના આવેશ વાળું બોલનારનું ચિત્ત છે એટલે તે દરેક વસ્તુમાં સ્ત્રીનું પ્રતિબિમ્બ જુએ છે. આટલા પ્રસ્તાવથી અર્થ સ્પષ્ટ જણાય એવોજ છે.

**कोयलडी** 'તું તો ચાલ્યો જાને મુરખ ગમાર ત્હારે મ્હારે શી પડી' એવા મીરાં બાઇના એક પદબંધ મુજબ આ પદબંધ પણ ગવાય છે,

---

# શુદ્ધિપત્ર.

| અશુદ્ધ. | શુદ્ધ. | પાનું. | લીટી. |
|---|---|---|---|
| સાવે | સાથે | ૯ | ૪ |
| ગત | ગતમાં | ૧૦ | ૧૫ |
| અશ્ર | અશ્રુ | ૧૨ | ૮ |
| છોડીદ | છોડીદે | ,, | ૯ |
| પ્રમથી | પ્રેમથી | ૧૪ | ૭ |
| મૃગી | મૃગી | ૧૯ | ૭ |
| શતધા | શતધા | ૨૦ | ૧૯ |
| તાજી | તજિ | ૨૧ | ૬ |
| રામિ | રમિ | ૨૩ | ૧૪ |
| કહે | કહે | ,, | ૧૬ |
| ત | તેં | ૨૫ | ૧ |
| એનેક | અનેક | ૨૬ | ૧૧ |
| ભવિપ | ભવિષ | ,, | ૧૭ |
| શશિ! | શશી! | ,, | ૨૦ |
| -દ્ઢીભુત | દ્રઢીભૂત | ૨૭ | ૫ |
| -હે | -હે | ,, | ૬ |
| ગઈ | લઇ | ,, | ૧૩ |
| શશા | શશી | ૨૮ | ૯ |
| મસ્ત | મસ્ત | ,, | ૧૦ |
| વિ વિધ | વિધવિધ | ,, | ૧૧ |
| ઉનંગી | ઉમંગી | ,, | ૧૬ |
| પ્રમ | પ્રેમ | ,, | ૨૦ |
| માધૂરી | મધૂરી | ૩૦ | ૧ |
| ઠેઉ | ઉઠે | ૩૦ | ૬ |
| સ્મૃતિ | સ્મૃતિ | ,, | ૧૮ |
| ડહોળી | ડ્હોળી | ,, | ૨૦ |
| મસ્તિ | મસ્તિ | ૩૧ | ૭ |
| પ્રમ | પ્રેમ | ૩૩ | ૧૩ |
| કહેશે | ક્હેશે | ૩૭ | ૮ |
| પ્રીત્તિ | પ્રીતિ | ,, | ૯ |
| એ મહિ | એમહિં | ૩૯ | ૧૦ |

| | | | |
|---|---|---|---|
| આપળે | આ પળે | ૪૦ | ૧૧ |
| ભેટવામથી | ભેટવા મથી | ,, | ૧૬ |
| પરિવર્તલે | પરિવર્ત લે | ,, | ૧૭ |
| બળે | બળેં | ,, | ૧૮ |
| નીંદય | નીંધ | ૪૧ | ૪ |
| ધાવકારી | ધાવ કારી | ૪૧ | ૮ |
| રહેવું | રહેવું | ,, | ૧૫ |
| થકી | થકિ | ૪૨ | ૧૪ |
| થકી | થકિ | ,, | ૧૫ |
| વશહા | વશ હા | ,, | ૧૮ |
| કૃતાર્થ | કૃતાર્થ | ,, | ૨૧ |
| સિહો | સિંહો | ૪૩ | ૪ |
| કહેછે | કહેછે | ,, | ૮ |
| કદી | કહિ | ,, | ,, |
| પ્રભુ ઇચ્છાના | પ્રભુઇચ્છા ના | ,, | ૧૧ |
| યાત્ર | માત્ર | ૪૩ | ૨૨ |
| નીદ્રા | નિદ્રા | ૪૪ | ૧૨ |
| પ્રફુફલ્લ | પ્રફુલ્લ | ૪૪ | ૨૧ |
| નીદ્રા | નિદ્રા | ૪૫ | ૧૩ |
| પ્રમ | પ્રેમ | ૪૬ | ૧૭ |
| ટવે | હવે | ૪૭ | ૧૩ |
| પરતત્ર | પરતંત્ર | ૪૮ | ૧ |
| શાર્ણકોઇ | શર્ણ કોઇ | ,, | ૧૫ |
| યજ્ઞવિધિ | યજ્ઞવિધિ | ૪૯ | ૫ |
| ધનાંકમાં | ધનાંકમાં | ૫૦ | ૧૭ |
| રચકણ | રજકણ | ૫૨ | ,, |
| નિબિંડ | નિબિડ | ૫૩ | ૧૯ |
| નેત્રવલોક | નેત્રાવલોક | ૫૪ | ૧૬ |
| કઇ | કંઇ | ,, | ૨૦ |
| જો કાંઈ | જોકાં | ૫૫ | ૨૦ |
| ઉંધ | ઉંઘ | ,, | ,, |
| તમોધમાં | તમોઘમાં | ૫૬ | ૧૩ |
| ઓધમાં | ઓઘમાં | ,, | ,, |

**આ પુસ્તક રોકડી કિમ્મતે મળશે.**

**મહુવાબંદર**—રા. રા. માધવજી રતનજી આંગ્રસ્કુલના મેહે-
તાજી સાહેબ મારફત.

**ભાવનગર**—રા. રા. ભીમજી વિ. લક્ષ્મીરામ દવે. તાલુકા
સ્કુલના પ્રથમ આસિસ્ટંટ મારફત.

**મુંબઇ**—રા. રા. ગાંધી વીરચંદ વિ. રાઘવજી, બી. એ. શ્રી
જૈન એસોસિએશન સભાના કાર્યભારી મારફત

કિ. રૂ. ૦-૧૨-૦